॥ ॐ ॥

# ॥ श्रीरुद्रसूक्त, श्रीपुरुषसूक्त अने ईशा वास्यादि ॥

પૂજ્યપાદ બ્રહ્મનિષ્ઠ મહારાજ **શ્રીમન્નથુરામશર્મા**-પ્રણીત

## तात्पर्यबोधिनीटीकासहित

દ્વિજોના હિતાર્થે પ્રકટ કર્તા


**માણેકલાલ દયાશંકર ઓઝા**

જામનગર, કાઠિયાવાડ.


"स्वाध्यायान्मा प्रमदः ॥" श्रुति

હે દ્વિજપુત્ર ! વેદનો સ્વાધ્યાય કરવામા પ્રમાદ ન કર.




દ્વિતીયાવૃત્તિ — પ્રતિ ૧૧૦૦

શક ૧૮૫૦ — સંવત્ ૧૯૮૪ — સ. ૧૯૨૮

પડત મૂલ્ય રૂ. ૦-૪-૬

૧ નિવાસસ્થાન **બીલખા.** કાઠિયાવાડ.

॥ ॐ ॥

# ॥ श्रीरुद्रसूक्त, श्रीपुरुषसूक्त अने ईशा वास्यादि ॥

પૂજ્યપાદ બ્રહ્મનિષ્ઠ મહારાજ **શ્રીમન્નથુરામશર્મા**-[1]પ્રણીત

## तात्पर्यबोधिनीटीकासहित


દ્વિજોના હિતાર્થે પ્રકટ કરનાર

**માણેકલાલ દયાશંકર ઓઝા**

જામનગર, કાઠિયાવાડ.


"स्वाध्यायान्मा प्रमदः ॥" श्रुति

હે દ્વિજપુત્ર! વેદનો સ્વાધ્યાય કરવામાં પ્રમાદ ન કર.




દ્વિતીયાવૃત્તિ    પ્રતિ ૧૧૦૦

શક ૧૮૫૦    સંવત્ ૧૯૮૪    ઈ. ૧૯૨૮

પડત મૂલ્ય રૂ. ૦-૪-૬


[1] નિવાસસ્થાન બીલખા, કાઠિયાવાડ.



# ગ્રંથમહિમા

### દોહરા

રુદ્રસૂક્તનો સમજીને, કરે દ્વિજ જો પાઠ;
વરતે તે અનુસાર તો, સુધરે તેનો ઠાઠ. ૧
પુરુષસૂક્ત વિચારીને, ભજતાં જગદાધાર;
પરિચ્છિન્નતા દૂર થતાં, થાશે સુખ અપાર. ૨
ઈશા વાસ્ય હૃદય ધરી, જુએ બ્રહ્મ ભરપૂર;
પરમાનંદસ્વરૂપ થઈ, કરે દુઃખ સૌ દૂર. ૩

**સૂચના:**—પૃ૦ ૭ પં. ૬ **सत्त्वानाની** જગાએ **सत्त्वाना** પૃ૦ ૨૫ પં. ૧૧ **उर्वव्र्यायની** જગાએ **उर्वय्र्याय** પૃ૦ ૩૨ પં. ૧૬ **गोष्ठायायની** જગાએ **गोष्ठ्याय** પૃ૦ ૬૧ પં. ૬ **स्तमिन्‌ની** જગાએ **स्तस्मिन्‌** વાંચવું. બીજે સ્થલે કાનો, માત્રા, હ્રસ્વ અજ્જુ ને અનુસ્વાર પડી ગયાં હોય તે સુધારીને વાંચવાં.

ધી નિર્મળ પ્રિ. પ્રેસમાં ત્રિવેદી શિવપ્રસાદ લલ્લુભાઈએ છાપ્યું.
પીરમશા રોડ—અમદાવાદ.

ॐ

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના

આ આવૃત્તિમાં શ્રીશુક્લયજુર્વેદના ચોત્રીશમા અધ્યાયમાંના ૭ મંત્રો જેમાં પોતાના મનને કલ્યાણમય સંકલ્પવાળું કરવાની ઇચ્છા વક્તાએ જણાવી છે, તે ૭ મંત્રો અર્થસહિત વધારવામાં આવ્યા છે. એ ૭ મંત્રો વિદ્યાર્થીઓએ સમજીને કંઠસ્થ કરવાજેવા છે. સં. ૧૯૮૪ શ્રાવણસુદિ ૧૦

ॐ

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના

—:o:—

વેદનું અર્થસહિત અધ્યયન કરવું, અને પછી તેનો નિત્યપ્રતિ યથાશક્તિ સ્વાધ્યાય કરવો એ દ્વિજોનું–બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યનું–અત્યાવશ્યક કર્તવ્ય છે. " **वेदमनूच्याऽऽचार्योऽन्तेवासिनमनुशास्ति । सत्यं वद । धर्मं चर । स्वाध्यायान्मा प्रमदः ॥** " ( વેદ ભણાવીને આચાર્ય શિષ્યને અનુશાસન કરે છે:–"સત્ય બોલ, ધર્મ આચર, વેદનો સ્વાધ્યાય કરવામાં પ્રમાદ ન કર." ) ઇત્યાદિ તૈત્તિરીયશ્રુતિ ઉપરની વાતની સ્પષ્ટપણે આજ્ઞા કરે છે. ભગવાન્ મનુ પણ આગ્રહપૂર્વક કહે છે કે:—

**"तपोविशेषैर्विविधैर्व्रतैश्च विधिचोदितैः ।**
**वेदः कृत्स्नोऽधिगन्तव्यः सरहस्यो द्विजन्मना ॥"**

અ૦ ૨ શ્લો૦ ૧૬૫

**ભાવાર્થઃ**—દ્વિજે વિધિશાસ્ત્રે કહેલાં તપોવિશેષવડે તથા વિવિધ વ્રતોવડે સંપૂર્ણ વેદનું રહસ્યસહિત જ્ઞાન મેળવવું જોઇએ.

પૂજ્યચરણ આચાર્યભગવાન્ ( **શ્રીશં**કરાચાર્યજી ) પણ સાધન-પંચકના આરંભમાં એની એજ વાત બોધે છે કે "**वेदो नित्यमधीयताम्**" ( દ્વિજ વેદનું નિત્યપ્રતિ અધ્યયન કરે. ) દ્વિજોનો પ્રથમાશ્રમ મુખ્યત્વે વેદાધ્યયન કરવાને માટેજ છે. પ્રથમાશ્રમીનું બ્રહ્મચારી એવું નામ પણ એજ અર્થનું સૂચક છે. બ્રહ્મ=વેદ+ચર્=જવું+ઇન્=વાળો=વેદભણી જનારો-વેદાધ્યયન કરનારો-તે બ્રહ્મચારી. પણ અત્યંત ખેદની વાર્તા છે કે વર્તમાનમાં બ્રહ્મચર્યાશ્રમનું વિધિપૂર્વક પાલન થતું નથી, અને દ્વિજોનો મોટો ભાગ વેદાધ્યયનરહિત રહે છે. વિધિવત્ પળાતા બ્રહ્મચર્યાશ્રમનો લોપ થવાથી આર્યપ્રજાને વ્યવહારપરમાર્થમાં કેટલી હાનિ થઈ છે તે વિવેકીઓથી અજાણ્યું નથી. આર્યપ્રજાની વર્તમાન પતિત સ્થિતિ કેટલેક અંશે એને આભારી છે એમ કહેવામાં કાંઇ પણ બાધ નથી[1].

અતિપ્રાચીન સમયમાં દ્વિજોનો મોટો ભાગ સમગ્ર વેદનું અધ્યયન કરતો. તે પછીના સમયમાં સમગ્ર વેદનું અધ્યયન કરવાનું કામ દ્વિજોને કઠિન પ્રતીત થવા લાગ્યું, ને તેને લઇને વેદાધ્યયનમાં અવ્યવસ્થા થઇ; તેથી ભગવાન્ વ્યાસમુનિએ સમગ્ર વેદરાશિની ઋક્, યજુષ્, સામ ને અથર્વ એ ચાર વિભાગમાં વ્યવસ્થા કરી; ને

---

૧ પ્રસંગોપાત્ત કહેવું જોઇએ કે દેશના ડાહ્યા માણસો આ ભૂલ સમજવા લાગ્યા છે, અને તેમણે ગુરુકુલ ને ઋષિકુલ આદિ સંસ્થાઓદ્વારા તેમજ કેટલાંક વિદ્યાર્થિભવનોદ્વારા ( બૉર્ડિંગ હાઉસોદ્વારા) બ્રહ્મચર્યાશ્રમની ખોટ કાંઇક અંશે પૂરી પાડવા માંડી છે; પણ સમગ્ર દ્વિજપ્રજાના પુત્રો વિધિવત્ બ્રહ્મચર્યનું પાલન કરે એવી ગોઠવણો સ્થલે સ્થલે થવાની આવશ્યકતા છે.

ત્યારથી સમગ્ર વેદનું અધ્યયન ન થઈ શકે તો એ ચારમાંથી પોતાના મનાતા એકેક વેદનું અધ્યયન કરવાનું આવશ્યક ઠર્યું; અને તેમ થતાં તે તે વેદનું અધ્યયન કરવાથી ઋગ્વેદીય, યજુર્વેદીય, સામવેદીય ને અથર્વવેદીય એમ વેદના નામપરથી દ્વિજો ઓળખાવા લાગ્યા. વર્તમાનમાં જોકે પરંપરાથી ચાલતા આવેલા કથનપ્રમાણે દ્વિજશ્રેષ્ઠ એવા બ્રાહ્મણો પોતાને ઋગ્વેદીય, યજુર્વેદીય ઇત્યાદિ કહેવરાવે છે, પણ તેમાંનો મોટો ભાગ પોતપોતાના સંપૂર્ણ વેદના અધ્યયનથી રહિત રહે છે. માત્ર જુજ ભાગ વેદના અતિઅલ્પ ભાગનું અધ્યયન કરે છે; અને ક્ષત્રિયવૈશ્યે તો વેદાધ્યયન લગભગ ત્યજીજ દીધું છે.

આર્યાવર્તના સર્વ આસ્તિક સંપ્રદાયોને વેદ માન્ય છે. તે તે સંપ્રદાયોના મૂલસ્થાપકો વેદ અને તદનુકૂલ સતશાસ્ત્રોદ્વારા પોતાના સંપ્રદાયોને સ્થાપિત કરે છે. રુચિભેદે દ્વિજો ભલે ભિન્ન ભિન્ન સંપ્રદાયને અનુસરે, પણ તેમણે પોતાનું મથાળ તો નજ ભૂલવું જોઇએ. આપણે પોતાને વેદધર્મી કહેવરાવીએ, ને વેદને ઈશ્વરપ્રણીત કે ઈશ્વરપ્રેરિત માનીએ, છતાં વેદનો અક્ષર પણ આપણે ન જાણતા હોઇએ તો પછી આપણી વેદપરની શ્રદ્ધા ને વેદમાટેની આપણી માન્યતા કયા પ્રકારની ગણાય? અન્ય ધર્મવાળાઓ–ખ્રીસ્તીઓ ને મુસલમાનો આદિ–પોતપોતાના પવિત્ર ધર્મપુસ્તકનું–બાઇબલ કે કુરાને શરીફ આદિનું–ખાસ ફરજતરીકે અધ્યયન કરે છે; ને પોતાનાં બાલકોને શાલાઓમાં ખાસ કરીને તેનો અભ્યાસ કરાવે છે. મુસલમાનો તો બહુધા પોતાનાં બાલકોને કુરાને શરીફ પઢાવ્યાપછીજ વ્યાવહારિક વિદ્યાનો અભ્યાસ કરવા નિશાળે બેસાડે છે. ત્યારે દુનિયામાં “ધાર્મિક પ્રજા”તરીકે ગણાતા હિંદુઓમાંના આપણે શ્રેષ્ઠ દ્વિજો–આપણા દ્વિજોમાંનો મોટો ભાગ–પોતાના ઈશ્વરી પુસ્તકતરીકે ગણાતા વેદનું

અલ્પ પણ અધ્યયન કરતો નથી ! અરે ! આપણામાંનો કેટલોક ભાગ તો વેદનું નામ પણ પૂરું જાણતો નથી,[૨] એ થોડા શોકની–થોડી શરમની–વાત છે? અન્ય ધર્મનાં બાલકો અને સ્ત્રીઓ પણ પ્રાતઃકાલે પવિત્ર થઇ, પોતાના પવિત્ર ધર્મપુસ્તકમાંથી શ્રદ્ધા ને ઉત્સાહથી મધુરસ્વરે પાઠ કરતાં હોય, અને દ્વિજપુત્રોનો મોટો ભાગ પ્રાતઃકાલે વેદનું દર્શન પણ કરતો ન હોય, અરે ! વેદ શું હશે તેવિષે પણ કાંઇ જાણતો ન હોય, એ સ્થિતિ જોઇ સહૃદયને આંતરદાહ થયાવિના કેમ રહે ? ભરતખંડમાં એક કાલ એવો હતો કે બહુધા પ્રત્યેક સમર્થ દ્વિજ અગ્નિહોત્રી હતો; પ્રત્યેક સમર્થ દ્વિજને ઘેર યજ્ઞશાલા હતી, ને દેવતાઓની પ્રસન્નતાને અર્થે અને પોતાના અંતઃકરણની પવિત્રતા કરવામાટે પ્રાતઃકાલે અને સાયંકાલે સ્નાનસંધ્યા કરી, વેદમંત્રોના ઉચ્ચારપૂર્વક શ્રૌત વા સ્માર્ત અગ્નિમાં હોમવાયોગ્ય પવિત્ર પદાર્થોનો હોમ કરવામાં આવતો, ને તેના પવિત્ર ધૂમ્રથી અગ્ન્યાગારનું અને ગામનું વા નગરનું વાતાવરણ શુદ્ધ ને સુગંધમય થઇ રહેતું; પ્રાતઃસાયંકાલે યજ્ઞશાલાઓ વેદમંત્રોના ઘોષથી ગાજી રહેતી, અને અત્યારે તો મોટે ભાગે તેના સ્મરણવડે માત્ર ખેદ કરવાનું અવશેષ રહ્યું છે ! ભગવાન્ મનુ કહે છે કેઃ—

**“ योऽनधीत्य द्विजो वेदमन्यत्र कुरुते श्रमम् ।**
**स जीवन्नेव शूद्रत्वमाशु गच्छति सान्वयः ॥”**

અ૦ ૨ શ્લો૦ ૧૬૮

---

૨ કેટલાક અભણ દ્વિજો ઋગ્વેદને “રઘુવેદ,” યજુર્વેદને “જુજરવેદ,” સામવેદને “શામવેદ” ને અથર્વવેદને “અથરવેદ” કહે છે ! અને ઘણા તો તેવાં અશુદ્ધ નામ પણ જાણતા નથી.

**ભાવાર્થ:**—જે દ્વિજ—બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્ય—વેદ નહિ ભણતાં બીજાં શાસ્ત્રો ભણવાનો પ્રયત્ન કરે છે તે જીવતાંજ પુત્રપૌત્રાદિક વંશજોની સાથે તુરત શૂદ્રપણાને પામે છે.

અરે ! વધારે શું કહેવું ? જેમણે ઘણી મોટી ઠોકર ખાધી છે એવા—વ્યવહારપરમાર્થમાં અધોગતિ પામેલા—આપણે આ વાતનો આપણા અંતઃકરણને જરા સ્થિર કરીને શું વિચાર કરવો નથી જોઇતો ? શું નિર્હેતુક કરુણાવાળા પરમાત્માની સાક્ષાત્ આજ્ઞાઓરૂપ શ્રુતિવચનોને અને લોકોના પરમસુહૃત્ સર્વજ્ઞ ઋષિમુનિઓની આનુભવિક સલાહને હજી પણ આપણે આપણા ભલામાટે માન આપતા નહિ થઇએ ?

દેશ, કાલ અને સ્થિતિ બદલાઇ જતાં, અને નવનવીન પ્રકારની વ્યાવહારિક વિદ્યાનું અધ્યયન તથા વ્યાવહારિક પ્રવૃત્તિ વધી પડતાં, પોતપોતાના સંપૂર્ણ વેદનું અધ્યયન સર્વ દ્વિજોથી કદાચ ન બની શકે તો તે ક્ષંતવ્ય ગણાય, પણ તેમણે પોતાના અંતઃકરણની શુદ્ધિને અર્થે અને વ્યવહારપરમાર્થમાં સુખી થવાને માટે પોતાના ધાર્મિક કર્તવ્યતરીકે પોતપોતાના વેદના અમુક ભાગનું અધ્યયન તો અવસ્ય કરવુંજ જોઇએ; ને નિત્યપ્રતિ તેમાંથી થોડાઘણાનું પણ સ્મરણ કરી જવું જોઇએ-તેનો સ્વાધ્યાય કરવો જોઇએ. ઋષિમુનિઓએ દ્વિજોના નિત્યકર્મમાં બ્રહ્મયજ્ઞની[૩] ગોઠવણ પણ વેદનો અભ્યાસ તાજો રાખવાના હેતુથી કરી છે એ સમજુ દ્વિજોથી અજાણ્યું નથી.[૪]

---

૩ વેદનો પાઠ કરવારૂપ યજ્ઞ—જેમાં વેદનો અમુક ભાગ અથવા અમુક વેદમંત્રો ભણવામાં આવે છે એવું વૈદિકકર્મવિશેષ.

૪ વળી પ્રત્યેક વર્ણે આવશ્યકીય (આજીવનો) [illegible], મુખ્યત્વે

ઉપરનો હેતુ સિદ્ધ કરવામાટે–દ્વિજોને વેદના અતિઅગત્યના ભાગનું અધ્યયન કરવામાટે, તથા તેનો સ્વાધ્યાય કરવામાટે–પૂજ્યપાદ સદ્‌ગુરુપરમાત્મા શ્રીમન્ **નથુરામશર્માં**ની આજ્ઞાનુસાર **શ્રીશુક્લયજુર્વેદની માધ્યંદિનીયશાખાના** અતિઅગત્યના ભાગરૂપ **શ્રીરુદ્રસૂક્ત, શ્રીપુરુષસૂક્ત** અને ઈશા વાસ્ય ઉપનિષત્, તેઓશ્રીએ કૃપા કરીને યોજી આપેલી **તાત્પર્યબોધિનીટીકા**સહિત આ ગ્રંથમાં એક શ્રદ્ધાલુ બંધુતરફથી ભેળાં છપાવવામાં આવ્યાં છે. ઉપનિષદોમાં જે ઈશા વાસ્ય ઉપનિષત્ આપી છે તેનો પાઠ **શ્રીશુક્લયજુર્વેદની કાણ્વશાખાપ્રમાણે** છે.

કોઈ પણ ધર્મગ્રંથનો અર્થની સમજવિના પાઠ કરવાથી તેનું યથાયોગ્ય ફલ થતું નથી, વળી સમજ્યાવગર માત્ર શબ્દોચ્ચારણ કરવામાં ઘણાને રુચિ પણ થતી નથી, માટે આ પુસ્તકમાં ઉપર કહ્યાપ્રમાણે મંત્રોની સમજ દેશભાષામાં આપી છે. આશા છે કે અધિકારી દ્વિજો તેનો લાભ લઇ, અગત્યના વેદભાગરૂપ આ ગ્રંથનો પોતે અભ્યાસ કરશે, તથા પોતાના પુત્રોને પણ જનોઈ આપ્યા-પછી તેનો અભ્યાસ કરાવશે.

આપણા દેશમાં કાઠિયાવાડ, ગુજરાત અને મુંબઈ આદિ સ્થલે જ્યાં જ્યાં દ્વિજોને માટે વિદ્યાર્થિભવનો ઊઘાડવામાં આવ્યાં છે ત્યાં ત્યાં તેના સજ્જન નેતાઓ જો ધારશે તો તે તે ભવનોમાં નિવાસ કરનારા દ્વિજપુત્રોને વેદના અમુક અતિઅલ્પ ભાગનો અભ્યાસ કરાવ-

---

દ્વિજોએ સાથે મળી વેદના મંત્રોનો પાઠ કરી જવામાટે, ને તેના ઉચ્ચારણમાં કાંઈ ફેર પડ્યો હોય તો તે સુધારી લેવામાટે ઋષિઓએ ઠરાવેલો છે, એ પણ વિદ્વાનોને અજ્ઞાત નથી.

વાનું સહેલાઇથી દાખલ કરી શકશે. એમાં વિદ્યાર્થીઓનો વિશેષ સમય નહિ રોકાય, ને તેમનો જે થોડો સમય રોકાશે તેનો તેમને ઘણો મોટો બદલો તેમના અભ્યાસાદિમાં મળશે. પ્રાતઃકાલે તથા સાયંકાલે સંધ્યાવંદન કરી, દ્વિજ વિદ્યાર્થીઓ સાથે મળી, વેદમંત્રોના ઘોષપૂર્વક અગ્નિમાં હોમ કરે, તેમજ મધ્યાહ્ને વૈશ્વદેવ કરે, અને બંને વખત ભોજનસમયે ભોજન પીરસાતાંસુધી પુરુષસૂક્ત કે રુદ્રસૂક્ત આદિમાંથી અમુક મંત્રો સ્વરસહિત વા શુદ્ધોચ્ચારથી સાથે ભણે, એ ઘણું ઇચ્છવાયોગ્ય છે. એ પ્રમાણે થવાથી વિદ્યાર્થીઓ સ્વધર્મ-કર્મમાં શ્રદ્ધાવાળા થઈ તેમનો ભ્રાતૃભાવ વૃદ્ધિ પામશે, ને તેઓ સ્વપરનું કલ્યાણ કરવામાં વિશેષ સમર્થ થશે, એટલુંજ નહિ, પણ તેઓદ્વારા સાક્ષાત્ કે પરંપરાએ વૈદિકકર્મ, ઉપાસના ને જ્ઞાનની જનસમાજમાં વૃદ્ધિ થતાં સમગ્ર દેશનું કલ્યાણ પણ સાધી શકાશે.

શબ્દાર્થમાં જે ભાગ આવા [ ] ચતુષ્કોણમાં આપ્યો છે તે મૂલમાં નથી, પણ સંબંધ મેળવવામાટે વધારાનો આપ્યો છે એમ સમજવું, અને જ્યાં આવા ( ) દ્વિકપાલમાં જે ભાગ આપ્યો છે તે આગળના શબ્દના પર્યાયરૂપ છે એમ સમજવું.

કૃપાના મહોદધિરૂપ શ્રીઅંતર્યામિપ્રભુની કૃપાથી સર્વ દ્વિજો અને દ્વિજપુત્રો શ્રદ્ધાપૂર્વક વેદ ભણતા અને વૈદિકકર્મો કરતા, તથા વૈદિક ઉપાસના ને વૈદિક જ્ઞાનમાર્ગમાં પ્રીતિવાળા થઇ કલ્યાણને સાધો.

ॐ तत्सत्

શ્રીઆનંદાશ્રમ, બીલખા.
સં० ૧૯૭૧, શ્રાવણમાસ.

श्रीसद्गुरुपादपद्मपरागांकित
माणिक्यशर्मा

ॐ

# વિશેષ દ્રષ્ટવ્ય

પરમપૂજ્ય ને સત્યસંકલ્પ **પરમાત્માના** નિઃશ્વાસરૂપ **શ્રીરુદ્રસૂક્ત**-નો શ્રદ્ધાભક્તિપૂર્વક એકાગ્રમને શુદ્ધોચ્ચારથી પાઠ કરવાથી તથા અનુકૂલતા હોય તો તેના પાઠની સાથે વિધિવત્ હોમ કરવાથી તે પાઠ ને હોમ કરનાર દ્વિજને પ્રાપ્ત થયેલાં આધ્યાત્મિક, આધિભૌતિક ને આધિદૈવિક દુઃખો દૂર થાય છે; તેનું તનમન નીરોગ રહેવા લાગે છે; ખેતી, વ્યાપાર, સેવા, (નોકરી,) વકીલાત ને દલાલી આદિમાંથી જે તેનો ધંધો હોય તે ધંધામાં તેને લાભ થાય છે; અને તેના કુટુંબનાં માણસો તનમનથી સુખી રહે છે.

**શ્રીરુ**દ્રસૂક્તના અમુક મંત્રનો અમુક સંખ્યામાં એકાગ્રતા ને ભાવથી જપ કરવાથી તથા તે મંત્રવડે **પરમાત્માને** અમુક આહુતિઓ અગ્નિમાં આપવારૂપ હોમ કરવાથી તે દ્વિજના અમુક દુઃખની નિવૃત્તિ થાય છે, અને અમુક મંત્રનો અમુક સંખ્યામાં વિધિવત્ જપ કરવાથી તથા તે મંત્રવડે પરમાત્માને અમુક આહુતિઓ અગ્નિમાં આપવારૂપ હોમ કરવાથી તે દ્વિજને અમુક ઇચ્છિતની પ્રાપ્તિ થાય છે એવું વિધાન પણ **શ્રીરુ**દ્રસૂક્તની એક સમર્થ માંત્રિકે કરેલી ટીકામાં જોવા-માં આવે છે.

જે દ્વિજ **શ્રીપરમા**ત્માનો ભક્ત થવા ઇચ્છતો હોય વા **શ્રીપરમા**-ત્માનો સાક્ષાત્કાર કરવા ઇચ્છતો હોય તે દ્વિજને પણ **શ્રીરુદ્ર**-સૂક્તના મંત્રોનો જપ ને હોમ ચિત્તશુદ્ધિદ્વારા તેના ઇચ્છિતને આપે છે.

**પરમપૂજ્ય** ને સત્યસંકલ્પ **પરમાત્માના** નિઃશ્વાસરૂપ **પુરુષ**-સૂક્તનો શ્રદ્ધાભક્તિપૂર્વક એકાગ્રમને શુદ્ધોચ્ચારથી પાઠ કરવાથી તે દ્વિજના અંતઃકરણની શુદ્ધિ ને એકાગ્રતા થઈ તેના અંતઃકરણમાં ક્રમથી પરમાત્માની ભક્તિનો પ્રાદુર્ભાવ થાય છે.

પરમપૂજ્ય ને સત્યસંકલ્પ પરમાત્માના નિઃશ્વાસરૂપ **ઈશા**-વાસ્યનો શ્રદ્ધાભક્તિયુક્ત એકાગ્રમને પાઠ કરવાથી તે દ્વિજના ચિત્તની

શ્રુતિ ને એકાગ્રતા થાય છે, અને તેમાંના મંત્રોના અર્થનો ને તાત્પર્યનો પોતાના શ્રીસદ્ગુરુદ્વારા શાંત ચિત્તે વિચાર કરવાથી તે દ્વિજને અંતરાત્માથી અભિન્ન બ્રહ્મતત્ત્વનો અર્થાત્ સર્વ પ્રકારનાં દુઃખોથી અત્યંતરહિત પરમાનંદઘન બ્રહ્મનો સાક્ષાત્કાર થઇ તે કૃતાર્થ થાય છે.

શૂદ્રો ને સ્ત્રીઓ શ્રીરુદ્રસૂક્તના, શ્રીપુરુષસૂક્તના ને ઇશા વાસ્યના શબ્દાર્થના પાઠવડે ને વિચારવડે તેના ઉપર જણાવેલા લાભો મેળવી શકે છે. એવી રીતે આ વૈદિક ગ્રંથ મનુષ્યમાત્રને પોતપોતાના અભ્યુદય-માટે તથા નિઃશ્રેયસમાટે ઉપયોગી થઇ શકે એમ છે. ઇતિ. શમ્.

ૐ

# શ્રીરુદ્રસૂક્ત, શ્રીપુરુષસૂક્ત તથા ઇશા વાસ્યમાંના વિષયોની અનુક્રમણિકા

## શ્રીરુદ્રસૂક્ત પૃષ્ઠ ૧ થી પૃષ્ઠ ૪૮ સુધી

## ॥ श्रीनाथपंचकम् ॥

अस्तिभातिप्रियत्वेन सर्वत्र संस्थितात्मने ।
मायाभेदनिरस्ताय श्रीमन्नाथाय ते नमः ॥ १ ॥
निष्कलाय निरीहाय शान्ताय परमात्मने ।
सर्वेषामादिभूताय श्रीमन्नाथाय ते नमः ॥ २ ॥
नेति नेतीति वाक्येन वेदा यं प्रवदन्ति वै ।
अनिर्वाच्यस्वरूपाय श्रीमन्नाथाय ते नमः ॥ ३ ॥
सर्वेन्द्रियगुणैर्नित्यममर्त्यक्षस्वरूपिणे ।
स्वानुभूत्येकगम्याय श्रीमन्नाथाय ते नमः ॥ ४ ॥

रज्जौ भुजंगवद्यस्मिन्नधिष्ठाने चिदात्मनि ।
विवर्तते जगत्सर्वं श्रीमन्नाथाय ते नमः ॥ ५ ॥
भवतापापहं पुण्यं शोभनं नाथपंचकम् ।
तेन नः प्रीयतां देवो व्यापको नाथसंज्ञकः ॥ ६ ॥

**અર્થ**:—અસ્તિ, ભાતિ અને પ્રિયપણાવડે સર્વત્ર વ્યાપી રહેલા, અને માયાકૃત ભેદરહિત એવા હે શ્રીમન્ નાથપ્રભો ! આપશ્રીને મારા નમસ્કાર. ૧

પ્રાણાદિ ષોડશ કલારહિત, ચેષ્ટા-ઇચ્છા-રહિત, શાંત અને સર્વ પ્રાણીઓના આદિકારણરૂપ પરમાત્મા એવા હે શ્રીમન્ નાથપ્રભો! આપશ્રીને મારા નમસ્કાર. ૨

વાણીવડે ન કહી શકાય એવા જે આત્મસ્વરૂપને વેદો **નેતિ નેતિ**-એવું નહિ, એવું નહિ-એ પ્રમાણે નિષેધવચનોવડે કહે છે, તે આપ શ્રીમન્ નાથભગવાનને મારા નમસ્કાર. ૩

જે નિત્ય આત્મસ્વરૂપ ઇંદ્રિયોની વૃત્તિઓવડે અપ્રત્યક્ષ હોઇ, માત્ર સ્વાનુભવવડે જાણી શકાય છે, તે આપ શ્રીમન્ નાથપ્રભુને મારા નમસ્કાર. ૪

જે અધિષ્ઠાનરૂપ ચિદાત્મામાં આ બધું જગત્ રજ્જુમાં સર્પની પેઠે વિવર્તે છે-મિથ્યા કલ્પાય છે, તે આપ શ્રીમન્ નાથભગવાનને મારા નમસ્કાર. ૫

સંસારરૂપ તાપને હણનારા આ પવિત્ર અને શોભાયુક્ત શ્રીનાથ-પંચકવડે તે સર્વવ્યાપી એવા શ્રીમન્ નાથપ્રભુ અમારા ઉપર પ્રસન્ન થાઓ. ૬

श्रीनाथसद्गुरुसेवक
गिरिजाशंकरशर्मा



# ॥ श्रीरुद्रसूक्त, श्रीपुरुषसूक्त तथा ईशा वास्यादि ॥

## શ્રીનાથશર્મકૃત તાત્પર્યબોધિનીટીકાસહિત

## ॥ श्रीरुद्रसूक्त ॥

### શ્રીનાથશર્મકૃત તાત્પર્યબોધિનીટીકાસહિત

### મંગલ

#### દોહરો

જો રુદ્રરૂપ બ્રહ્મનું, જનને દર્શન થાય;
તો તે ક્લેશરહિત થઇ, અતિસુખરૂપ થઇ જાય.

અવિદ્યાદિ ક્લેશો ત્રિવિધ દુઃખાનુભવ કરાવી જીવને રોવરાવનારા હોવાથી રુત્ (રોવરાવનાર) કહેવાય છે. તે અવિદ્યાદિ ક્લેશોને પોતાના અનુભવવડે જે દ્ર એટલે ગાળી નાંખે છે,—બ્રહ્મરૂપ અધિષ્ઠાનમાં વિલીન કરી નાંખે છે,—તે રુદ્ર એટલે બ્રહ્મ કહેવાય છે. એ રુદ્રનો મહિમા જેમાં સારી રીતે કહેલો છે તે રુદ્રસૂક્ત કહેવાય છે. આ રુદ્રસૂક્તનો પવિત્ર મનથી ને પવિત્ર વાણીથી શ્રદ્ધાપ્રીતિપૂર્વક પાઠ કરવાથી પાઠ કરનારનો રોગ ને દારિદ્ર્યાદિ દુઃખ દૂર થાય છે, તે

તેને ઇચ્છિતની પ્રાપ્તિ થાય છે. જો અર્થના જ્ઞાનપૂર્વક વિવેકાદિ સાધન પ્રાપ્ત કરી તેનો સ્વાધ્યાય કરવામાં આવે તો તેથી બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિદ્વારા મોક્ષ મેળવી શકાય છે.

ૐ. આ રુદ્રસૂક્ત **શ્રીશુક્લયજુર્વેદની માધ્યંદિનીય-શાખાના ૧૬ મા અધ્યાયરૂપ છે, ને અષ્ટાધ્યાયી રુદ્રિના પાંચમા અધ્યાયરૂપ છે. આ રુદ્રસૂક્તમાં ૬૬ કંડિકાઓ (મંત્રો) છે, ને તેમાં ભગવાન્ રુદ્રની, સર્વાત્મભાવની પ્રાપ્તિમાટે, અનેકરૂપે સ્તુતિ છે. તેની પહેલી કંડિકા નીચે પ્રમાણે છે:-**

**हरिः । ॐ ॥ नमस्ते रुद्र मन्यव उतो त इषवे नमः ।**

**बाहुभ्यामुत ते नमः ॥ १ ॥**

**શબ્દાર્થ:—હે રુદ્ર ! આપના ક્રોધને નમસ્કાર, વળી આપના બાણને નમસ્કાર, તથા આપના [ બંને ] હાથોને નમસ્કાર. ૧**

**વિવેચનઃ—**રુદ્રશબ્દના મુખ્ય ત્રણ અર્થ થાય છે. તેનો પહેલો અર્થ રુત્ એટલે અવિદ્યાદિ ક્લેશો ને દ્ર એટલે તેમનો વિનાશ કરનાર અર્થાત્ બ્રહ્મ એવો થાય છે; તેનો બીજો અર્થ રુ એટલે જ્ઞાન ને દ્ર એટલે આપનાર અર્થાત્ જ્ઞાનદાતા એવો થાય છે; અને તેનો ત્રીજો અર્થ પાપી મનુષ્યોને દુઃખના ભોગવડે રોવરાવનાર એવો થાય છે. હે **શ્રીરુદ્ર** ! પાપી પ્રાણીઓને તેમના પાપકર્માનુસાર ભય ઉત્પન્ન કરનારા અને એવા નિગ્રહવડે તેમનાં પાપની નિવૃત્તિરૂપ તેમનો અનુગ્રહ કરનારા આપના પ્રચંડ કોપને મારા ભાવપૂર્વક પ્રણામ હો. પાપીઓનો શીઘ્ર વિનાશ કરનારા અને પુણ્યવાનોનું રક્ષણ

કરનારા આપના બાણુને પણ મારા ભાવપૂર્વક પ્રણામ હો. વળી ભક્તોનું રક્ષણ કરનારા આપના વિશાલ ને મહાબલવાળા બંને હાથોને પણ મારા ભાવપૂર્વક પ્રણામ હો. ૧

**या ते॑ रुद्र शि॒वा त॒नूरघो॒राऽपा॑पकाशिनी ।**

**तया॑ नस्त॒न्वा॒ शन्त॑मया॒ गिरि॑शन्ता॒भि चा॑कशीहि ॥ २ ॥**

**શબ્દાર્થઃ**—હે રુદ્ર ! આપનું જે શાંત, સૌમ્ય ને પુણ્યફલ આપનારું શરીર [ છે ] તે કલ્યાણમય શરીરવડે હે ગિરિશંત ! અમને સુખ આપો. ૨

**વિવેચનઃ**—હે **શ્રીરુદ્ર** ! આપનું જે પરમશાંત, ( પરમમંગલરૂપ, ) પરમસૌમ્ય અને પ્રાણીઓના પુણ્યકર્મના સુખરૂપ ફલને આપનારું પરમરમણીય શરીર છે તે આપના અત્યંતસુખરૂપ ને પરમરમણીય શરીરવડે હે પવિત્ર પુરુષોની વાણીમાં સ્થિતિ કરીને પ્રાણીઓમાં નિર્દોષ સુખોને ઉદારપણે વિસ્તારનારા ! અમને પરમાનંદની પ્રતીતિ કરાવો. પાપીઓને **શ્રીરુદ્ર**નું શરીર પોતાનો વિનાશ કરનારું પ્રતીત થાય છે, અને પુણ્યવાનોને તેઓશ્રીનું શરીર પોતાના ઉપર પરમાનુગ્રહ કરનારું પ્રતીત થાય છે. જેમ **શ્રીયમ**નું અને ન્યાયાધીશનું સ્વરૂપ પાપીઓને અને પુણ્યવાનોને ભિન્ન ભિન્ન પ્રકારનું જણાય છે તેમ **શ્રીરુદ્ર**ના સ્વરૂપના ભિન્ન ભિન્ન પ્રકારના દર્શનમાટે પણ જાણવું. ૨

**यामिषुं॑ गिरिशन्त॒ हस्ते॒ बिभ॒र्ष्यस्त॑वे ।**

**शि॒वां गि॑रित्र॒ तां कु॑रु॒ मा हि॑ꣳसीः॒ पुरु॑षं॒ जग॑त् ॥ ३ ॥**

**શબ્દાર્થઃ**—હે ગિરિશંત ! [ આપના ] હાથમાં જે બાણને [ શત્રુપર ] ફેંકવામાટે ધારણ કરો છો તેને હે

ગિરિત્ર ! કલ્યાણ કરનારું કરો. પુરુષને [ તથા ] જગતને ન હણો. ૩

**વિવેચન:**—હે પવિત્ર પુરુષોની વાણીમાં સ્થિતિ કરીને પ્રાણીઓમાં નિર્દોષ સુખોને ઉદારપણે વિસ્તારનારા ! આપના પરમપવિત્ર ને મનોહર હાથમાં જે તીક્ષ્ણ બાણને પાપીઓના ઉપર ફેંકવામાટે આપ ધારણ કરો છો તે તીક્ષ્ણ બાણને, હે પવિત્ર ને બ્રહ્મજ્ઞાની પુરુષોની વાણીમાં રહી પ્રાણીઓને આ ભયંકર ભવસાગરથી તારનારા ! અમારું સર્વનું પરમ કલ્યાણ કરનારું કરો. અમારા પુત્રપૌત્રાદિકનું તથા અમારી ગાયો આદિનું અમારી વ્યાવહારિક અનુકૂલતા સાચવવામાટે તે બાણ હનન ન કરો. ૩

**शिवेन वचसा त्वा गिरिशाच्छा वदामसि ।**
**यथा नः सर्वमिज्जगदयक्ष्मꣳ सुमना असत् ॥ ४ ॥**

**શબ્દાર્થ:**—હે ગિરિમાં રહેનારા ! આપને પ્રાપ્ત કરવામાટે સ્તુતિરૂપ વચનવડે [ અમે આપની ] પ્રાર્થના કરીએ છીએ. જેવી રીતે અમારાં સર્વજ જંગમ રોગરહિત [ ને ] સુપ્રસન્ન થાય [ એમ કરો. ] ૪

**વિવેચન:**—હે પવિત્ર ને રમણીય કૈલાસપર્વતપર અથવા પવિત્ર પુરુષોની વાણીમાં નિવાસ કરનારા **શ્રીરુદ્ર** ! આપની પ્રાપ્તિ કરવામાટે સ્તુતિરૂપ વચનોવડે અમે આપની પરમાદરપૂર્વક પ્રાર્થના કરીએ છીએ. હે પ્રભો ! અમારી વ્યાવહારિક અનુકૂલતા જાળવવામાટે જેવી રીતે અમારાં સર્વે મનુષ્યો ને પશુઓ આદિક જંગમ પ્રાણીઓ સર્વદા સર્વ પ્રકારના રોગથી રહિત અને પરમ પ્રસન્ન મનવાળાં રહે એમ કરવા આપ કૃપા કરો. ૪

अध्यवोचदधिवक्ता प्रथमो दैव्यो भिषक् ।
अहींश्च सर्वान् जंभयन् सर्वाश्च यातुधान्योऽधराचीः परासुव ५

શબ્દાર્થઃ—અધિવક્તા, મુખ્ય, દેવોનું હિત કરનાર, [ અને ] વૈદ [ મને સર્વથી] અધિક કહો. વળી [હે શ્રીરુદ્ર ! આપ ] સર્વ સાપોનો વિનાશ કરતા [ છતા ] નીચે જવાના સ્વભાવવાળી સર્વ રાક્ષસીઓને [ અમારાથી ] અવશ્ય દૂર કરો. ૫

વિવેચનઃ—સર્વદા ઉત્તમ પ્રકારનું બોલવાના પવિત્ર-સ્વભાવવાળા, ઇંદ્રાદિ અન્ય સર્વ દેવોમાં મુખ્ય, ઇંદ્રાદિ સર્વ દેવોના હિતરૂપ, ( તેમનું સ્વાર્થવિના હિત કરનારા, ) અને સ્મરણમાત્રથીજ પ્રાણીઓના રોગોનો અનાયાસે નાશ કરનારા હોવાથી વૈદ એવા જે શ્રીરુદ્ર તે શ્રીરુદ્ર મને " તું સર્વથી અધિક છે " એમ કૃપા કરીને કહો, કે જેથી હું તેમની કૃપાવડે સર્વથી અધિક–શ્રેષ્ઠ–થાઉં.–અભ્યુદયના અવધિએ પહોંચું. હે શ્રીરુદ્ર ! પરમકૃપાલુ એવા આપ મારા સંબંધ-વાળાં પ્રાણીઓને પીડા કરનારા સર્વ વિષવાળા સાંપો, સિંહો, વાઘો ને દીપડા આદિનો અથવા તેમને પીડા કરનારા મનોવિકારોનો વિનાશ કરતા છતા પોતાના દુષ્ટ સંસ્કારોવડે નીચે જવાના સ્વભાવવાળી ( અધર્મ કરનારી ) સર્વ રાક્ષસીઓને વા અધમ મનોવૃત્તિઓને અમારાથી સર્વથી દૂર કરવા કૃપા કરો. ૫

असौ यस्ताम्रो अरुण उत बभ्रुः सुमंगलः ।
ये चैनं रुद्रा अभितो दिक्षु श्रिताः सहस्रशोऽवैषां हेड ईमहे ६

શબ્દાર્થઃ—જે આ તામ્ર, અરુણ, વળી પીળા વર્ણ

વાળો, [ ને ] સુમંગલ [ છે તેમનો ] તથા જે અસંખ્ય રુદ્રો આને સર્વભણીથી દિશાઓમાં આશ્રય કરીને રહેલા [ છે ] તેમનો ક્રોધ નિવારણ કરીએ છીએ. ૬

**વિવેચનઃ**—આ મંત્રવડે ઉપાસકો આદિત્યરૂપે શ્રીરુદ્રની સ્તુતિ કરે છે. જે આ સૂર્યરૂપ પ્રત્યક્ષ રુદ્ર ઉદયકાલે અત્યંત રાતા, અસ્તકાલે કાંઇક ઓછા રાતા, અને બીજી વેલાએ કાંઇક પીળા વર્ણવાળા, તથા સર્વ મંગલને પોતાના ઉદયવડે પ્રવર્તાવનારા હોવાથી અત્યંતમંગલરૂપ છે, તેમનો તથા કિરણરૂપે જે અસંખ્ય રુદ્રો એમની આસપાસ પૂર્વાદિ દિશાઓમાં વ્યાપીને રહેલા છે તેમનો અમારા જ્ઞાત વા અજ્ઞાત અપરાધથી અમારા ભલામાટે ઉપજેલો ક્રોધ અમે તેમની ભક્તિવડે નિવારણ કરીએ છીએ.–હવે તેઓ અમારા ઉપર પ્રસન્ન થાય એમ અમે ઇચ્છીએ છીએ. ૬

असौ योऽवसर्पति नीलग्रीवो विलोहितः ।
उतैनं गोपा अदृश्रन्नदृश्रन्नुदहार्यः स दृष्टो मृडयाति नः ॥७॥

**શબ્દાર્થઃ**—જે આ નીલગ્રીવાવાળા [ ને ] વધારે રાતા નિરંતર ગમન કરે છે. આને ગોવાળો પણ જુએ છે, [ ને ] પાણીઆરીઓ [ પણ ] જુએ છે. તે જોવાયા [ છતા ] અમને સુખી કરો. ૭

**વિવેચનઃ**—જે આ આદિત્યરૂપ રુદ્ર આથમતીવેલાએ વિષના ધારણવડે જાણે નીલરંગના કંઠવાળા હોય એવા જણાય છે, અને જે ઉદયની વેલાએ બહુ રાતા રંગવાળા જણાય છે, તે ઉદય તથા અસ્તને કરતા છતા નિરંતર આવે છે, ને જાય છે. આ આદિત્યરૂપ

રુદ્રને વેદોક્તસંસ્કારથી રહિત ગોવાળો પણ જુએ છે, ને જલાશયમાંથી પાણી ભરી લાવનારી સ્ત્રીઓ પણ જુએ છે. **શ્રીરુદ્રે** કૃપાવડેજ આ આદિત્યરૂપ ધારણ કર્યું છે. તે **રુદ્ર** અમારા નેત્રના વિષય થયા છતા અમને આ લોકમાં તથા પરલોકમાં સુખી કરો. ૭

**नमोऽस्तु नीलंग्रीवाय सहस्राक्षाय मीढुषे ।**
**अथो ये अस्य सत्त्वानोऽहं तेभ्योऽकरं नमः ॥ ८ ॥**

**શબ્દાર્થ:**—નીલકંઠને, સહસ્ર આંખોવાળાને [ ને ] વૃષ્ટિ કરનારને નમસ્કાર હો. વળી જેઓ આમના સેવકો [છે] તેમને [પણ] હું નમસ્કાર કરું છું. ૮

**વિવેચન:**—નીલરંગના કંઠવાળા, ઇંદ્રસ્વરૂપે સહસ્ર આંખોવાળા ને જલની વા કૃપાની વૃષ્ટિ કરનારા **શ્રીરુદ્રને** મારો ભક્તિપૂર્વક નમસ્કાર હો. વળી આ **શ્રીરુદ્રના** જે સેવકો છે તે સેવકોને પણ **શ્રીરુદ્રની** ને તેમની કૃપા મેળવવા હું ભાવપૂર્વક નમન કરું છું. ૮

**प्रमुंच धन्वनस्त्वमुभयोरार्त्न्योर्ज्याम् ।**
**याश्च ते हस्त इषवः परा ता भगवो वप ॥ ९ ॥**

**શબ્દાર્થ:**—હે ભગવન્ ! ધનુષ્‌ની બંને કોટિપર [રહેલી] પ્રત્યંચાને આપ ઊતારી નાંખો, અને આપના હાથમાં જે બાણો [છે] તેમને ફેંકી દો. ૯

**વિવેચન:**—હે સંપૂર્ણ ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય, શ્રી ને યશવાળા **શ્રીરુદ્ર** ! આપના ધનુષ્‌ની બંને કોટિપર ચઢાવી રાખેલી પ્રત્યંચાને માત્ર અમારા કલ્પિત ભયની નિવૃત્તિ કરવામાટે આપ ઊતારી

નાંખવાની કૃપા કરો, અને આપના હાથમાં જે બાણો રાખવામાં આવ્યાં છે તેમને પણ અમારા ભયની નિવૃત્તિ કરવામાટે આપ અમારા ઉપર કૃપા કરીને દૂર ફેંકી દો. ૯

**विज्यं धनुः कपर्दिनो विशल्यो बाणवाँ २॥ उत ।**
**अनेशन्नस्य या इषव आभुरस्य निषंगधिः ॥ १० ॥**

**શબ્દાર્થ:**—જટાજૂટવાળાનું ધનુષ્ પ્રત્યંચારહિત [થાઓ.] વળી બાણવાળો (ભાથો, ફળારહિત [થાઓ.] આમનાં જે બાણો [તે] વિનાશ પામો. આમનું મ્યાન તરવારરહિત [થાઓ.] ૧૦

**વિવેચન:**—જટાજૂટવાળા **શ્રીરુદ્ર**નું ધનુષ્ અમારા સર્વના ભલાને માટે તથા અમારા સર્વના ભયને દૂર કરવામાટે પ્રત્યંચારહિત થાઓ. આમનો ભાથો અમારા ભયની નિવૃત્તિમાટે ફળારહિત બાણ-વાળો થાઓ. આમનાં જે બાણો તેમના હાથમાં હોય તે અમારા ભયને દૂર કરવામાટે વિનાશ પામો, અને આમનું મ્યાન અમારા ભયની નિવૃત્તિમાટે તરવારરહિત થાઓ. ૧૦

**या ते हेतिर्मीढुष्टम हस्ते बभूव ते धनुः ।**
**तयास्मान् विश्वतस्त्वमयक्ष्मया परिभुज ॥ ११ ॥**

**શબ્દાર્થ:**—હે વૃષ્ટિ કરનારાઓમાં સર્વોત્તમ ! આપના હાથમાં જે ધનુષ્રૂપ આપનું આયુધ છે તે દઢત્વડે આપ સર્વબાજુથી અમારું પરિપાલન કરો. ૧૧

**વિવેચન:**—પોતાના અનન્યભક્તોના ઉપર કૃપારૂપ વૃષ્ટિ કરનારા હોવાથી હે વૃષ્ટિ કરનારાઓમાં સર્વોત્તમ **શ્રીરુદ્ર** ! આપના બલવાન્ ને

મનોહર હાથમાં જે ધનુષ્રૂપ સુંદર ને દૃઢ આપનું આયુધ છે તે ધનુષ્રૂપ સુંદર ને દૃઢ આયુધવડે આપ કૃપા કરીને સર્વભણીથી અમારા અંતરના ને બહારના બલવાન્ શત્રુઓથી અમારું પરિપાલન કરો. ૧૧

**परिं ते धन्वनो हेतिरस्मान् वृणक्तु विश्वतः ।**
**अथो य इंषुधिस्तवारे अस्मन् निधेहि तम् ॥ १२ ॥**

**શબ્દાર્થઃ—આપનું ધનુષ્રૂપ આયુધ સર્વભણીથી અમને ત્યજી દો. વળી જે આપનો ભાથો [ છે ] તેને અમારાથી દૂર રાખો. ૧૨**

**વિવેચનઃ**—હે **શ્રીરુદ્ર!** આપનું જે ધનુષ્ પાપીઓને ભય ઉત્પન્ન કરનારું છે તે ધનુષ્રૂપ આયુધ સર્વભણીથી અમને ત્યજે, અર્થાત્ તે અમને નિરપરાધીને ન હણો. વળી આપનો જે ભાથો છે તે ભાથાને અમારાથી દૂર રાખવા કૃપા કરો, કે જેથી તેમાંનાં બાણો અમને લેશ પણ ન લાગે. ૧૨

**अवतत्य धनुष्ट्वꣳ सहस्राक्ष शतेषुधे ।**
**निशीर्य शल्यानां मुखा शिवो नः सुमना भव ॥ १३ ॥**

**શબ્દાર્થઃ—હે સહસ્રાક્ષ! હે સેંકડો ભાથાવાળા! ધનુષ્ને પ્રત્યંચારહિત કરીને [ અને ] બાણોનાં અગ્રે ને ભાંગી નાંખીને આપ અમારા પ્રતિ શાંત [ ને ] સારા મનવાળા થાઓ. ૧૩**

**વિવેચનઃ**—હે હજારો આંખોવાળા ને સેંકડો ભાથાવાળા **શ્રીરુદ્ર!** આપ પાપીઓનો નાશ કરનારા આપના ધનુષ્ને પ્રત્યંચારહિત કરીને અને આપનાં બાણોનાં અગ્રોને ભાંગી નાંખીને અમારા ઉપર કૃપા દર્શાવવા અમારા પ્રતિ શાંત ને સારા મનવાળા પ્રતીત થાઓ. ૧૩.

नमस्त आयुधायानातताय धृष्णवे ।
उभाभ्यामुत ते नमो बाहुभ्यां तव धन्वने ॥ १४ ॥

**શબ્દાર્થ:**—આપના [ ધનુષ્પર ] નહિ ચઢાવેલા [ ને શત્રુને હણવાને ] બલવાન્ બાણને નમસ્કાર. આપના બંને હાથોને અને આપના ધનુષ્યને નમસ્કાર. ૧૪

**વિવેચન:**—હે પરમપૂજ્ય રુદ્ર ! આપના ધનુષ્પર નહિ ચઢાવેલા ને આપને શત્રુ માનનારાઓને હણવામાં પ્રબલ બાણને મારા નમસ્કાર હો. આપશ્રીના પરમદઢ બંને હાથોને અને આપના પ્રત્યંચા ઊતારી નાંખેલા દઢ ધનુષ્યને પણ મારા ભાવપૂર્વક નમસ્કાર હો. ૧૪

मा नो महान्तमुत मा नो अर्भकं मा न उक्षन्तमुत मा न उक्षितम्
मा नो वधीः पितरं मोत मातरं मा नः प्रियास्तन्वो रुद्र रीरिषः

**શબ્દાર્થ:**—હે રુદ્ર ! અમારા વૃદ્ધને ન હણો, વળી અમારા બાળકને ન [ હણો, ] અમારા તરુણને ન [હણો,] તથા અમારાં ગર્ભમાં રહેલાંને ન [ હણો, ] અમારા પિતાને ન [ હણો, ] અને માતાને ન [ હણો, ] અમારી પ્રિયાઓને ન [ હણો, અને અમારાં ] શરીરોને [ ન ] હણો. ૧૫

**વિવેચન:**—હે પરમકૃપાળુ રુદ્ર ! આપ કૃપા કરીને અમારા ગુરુ ને કાકા આદિ વૃદ્ધોને નહિ હણશો, અમારાં બાળકોને નહિ હણશો, અમારાં જુવાન સગાંઓને નહિ હણશો, અમારાં ગર્ભમાં રહેલાં બાળકોને નહિ હણશો, અમારા પિતાને નહિ હણશો, અમારી માતાને નહિ હણશો, અમારી પ્યારી સ્ત્રીઓને નહિ હણશો, અને અમારાં શરીરોરૂપ પુત્રપૌત્રોને પણ નહિ હણશો. ૧૫

मा नंस्तोके तनये मा न आयुषि मा नो गोषु मा नो अश्वेषु रीरिषः मा नो वीरान् रुद्र भामिनो वधीर्हविष्मन्तः सदमित्त्वा हवामहे

**શબ્દાર્થ:**—હે રુદ્ર ! અમારા પુત્રને [ તથા ] પૌત્રને ન હણો, અમારા જીવનને ન [ હણો, ] અમારી ગાયોને ન [ હણો, ] અમારા અશ્વોને ન [ હણો, અને ] અમારા ક્રોધયુક્ત સેવકોને ન હણો. [ અમે ] હવિષ્વાળા [ થઇને ] સર્વદાજ આપને [ યાગને માટે ] આવાહન કરીએ છીએ. ૧૬

**વિવેચન:**—હે ભક્તવત્સલ રુદ્ર ! આપ કૃપા કરીને અમારા પુત્રને તથા અમારા પૌત્રને નહિ હણશો, અર્થાત્ તેમને ચિરકાલ જીવવા દેશો, કે જેથી તેઓ પોતાનો વ્યવહાર ને પરમાર્થ સારી રીતે સિદ્ધ કરે, અમારા જીવનને નહિ હણશો, અર્થાત્ અમને પૂરું આયુષ્ ભોગવવા દેશો. અમારી ગાયોને નહિ હણશો, અમારા અશ્વોને નહિ હણશો, અને અમારા ક્રોધયુક્ત સેવકોને પણ નહિ હણશો, કારણકે એ સર્વ અમારા જીવનમાં અમને ઉપયોગી છે. અમારે એક આપનું-જ શરણ છે, તેથી આપને પ્રસન્ન કરવામાટે અમે હવિષ્વાળા થઇને સર્વદાજ આપને યાગને માટે નિમંત્રણ કરીએ છીએ. આપ અમારી તે યાચના સ્વીકારવાની કૃપા કરશો. ૧૬

नमो हिरण्यबाहवे सेनान्ये दिशां च पतये नमो नमो वृक्षेभ्यो हरिकेशेभ्यः पशूनां पतये नमो नमः शष्पिंजराय त्विषीमते पथीनां पतये नमो नमो हरिकेशायोपवीतिने पुष्टानां पतये नमः ॥ १७ ॥

**શબ્દાર્થ:—**સોનાના આભરણુયુક્ત બાહુવાળાને નમસ્કાર, સેનાપતિને તથા દિશાના પાલકને નમસ્કાર, લીલા કેશવાળાં વૃક્ષોને નમસ્કાર, પશુઓના પાલકને નમસ્કાર, બાલતૃણુના જેવા પીળા ને રાતા પ્રકાશવાળાને નમસ્કાર, માર્ગોના પાલકને નમસ્કાર, કાળા કેશવાળા [ને] ઉપવીતવાળાને નમસ્કાર, [અને ગુણુથી ] પૂર્ણુના પાલકને નમસ્કાર. ૧૭

**વિવેચન:—શ્રીરુદ્ર** સ્થાવરજંગમ સર્વમાં અંતર્યામિરૂપે રહેલા છે, તેથી તે સર્વના આત્મા છે, એમ તેમનો સર્વાત્મભાવ જણાવી ભક્ત તેમને પ્રણામો નિવેદન કરે છે. ઉચનીચ, યોગ્યાયોગ્ય ને ભિન્ન ભિન્ન સ્થિતિવાળા સર્વ પ્રાણિપદાર્થમાં અંતર્યામિરૂપે રહેલા પોતાના ઇષ્ટદેવ **શ્રીરુદ્ર**ને જોઇને તેમને પ્રણામ કરવાથી ભક્તના હૃદયમાં રહેલા રાગ, દ્વેષ ને તિરસ્કાર આદિ દોષો શમી જાય છે, ને તેથી તે આ લોકમાં સુખી રહી અંતે તેમના લોકને વા મોક્ષને પામે છે, માટે ભક્તે અનેક રૂપે રહેલા **શ્રીરુદ્ર**ને પ્રણામ કર્યા છે એમ સમજવું, પણ ભ્રાંતિને વશ થઇ વિપરીત કલ્પના ન કરવી. ભિન્ન ભિન્ન માગણીઓમાં પણ ભક્તોનાં હૃદયોની યોગ્યતાની ભિન્નતા કારણ છે એમ જાણવું. સોનાના આભરણયુક્ત હાથવાળા રુદ્રને મારા પ્રણામ હો, સેનાના પતિરૂપ રુદ્રને મારા પ્રણામ હો, દિશાઓના પાલક રુદ્રને મારા પ્રણામ હો, લીલાં પાનડાંરૂપ કેશોવાળાં વૃક્ષોરૂપ રુદ્રોને મારા પ્રણામ હો, પશુરૂપ જીવોના પાલક રુદ્રને મારા પ્રણામ હો, નાના કોમલ ઘાસના જેવા પીળા અને રાતા રંગવાળા ને પ્રકાશવાળા રુદ્રને મારા પ્રણામ હો, માર્ગોના પાલક રુદ્રને મારા પ્રણામ હો, વૃદ્ધાવસ્થાથી રહિત અર્થાત્ સુંદર કાળા કેશવાળા અને મંગલને માટે જનોઇને ધારણ કરનાર રુદ્રને મારા

પ્રણામ હો, અને શુભગુણથી પૂર્ણ મનુષ્યોના સ્વામી રુદ્રને મારા ભાવપૂર્વક પ્રણામ હો. ૧૭

**नमो बभ्लुशाय व्याधिनेऽन्नानां पतये नमो नमो भवस्य हेत्यै जगतां पतये नमो नमो रुद्रायाततायिने क्षेत्राणां पतये नमो नमः सूतायाहन्त्यै वनानां पतये नमः ॥ १८ ॥**

**શબ્દાર્થ:**—કપિલવર્ણવાળાને પ્રણામ, વીંધનારને [ને] અન્નોના સ્વામીને પ્રણામ, સંસારના આયુધને પ્રણામ, જગત્-ના પાલકને પ્રણામ, ઊગામેલા આયુધવાળા રુદ્રને પ્રણામ, દેહોના પાલકને પ્રણામ, નહિ હણાય એવા સારથિને પ્રણામ, [અને] વનોના પાલકને પ્રણામ. ૧૮

**વિવેચન:**—બદામી રંગવાળા શરીરયુક્ત અથવા વૃષભઉપર રહેનારા શ્રીરુદ્રને મારા પ્રણામ હો, અમારા બહારના તથા અંતરના શત્રુઓને વીંધનારા તથા ડાંગર આદિ અન્નોના સ્વામી શ્રીરુદ્રને મારા પ્રણામ હો, પોતાના ભકતોના સંસારની શીઘ્ર નિવૃત્તિ કરનારા શ્રી-રુદ્રને મારા પ્રણામ હો, આ સર્વ જગતનું યથાયોગ્ય પરિપાલન કર-નારા કૃપાલુ રુદ્રને મારા પ્રણામ હો, અમારા અંતરના તથા બહારના સર્વ શત્રુઓને હણવામાટે જેમણે યોગ્ય આયુધ ઊગામેલું છે એવા ભક્તવત્સલ રુદ્રને મારા પ્રણામ હો, શરીરધારીઓનાં શરીરોનું પાલન કરનારા રુદ્રને મારા પ્રેમપૂર્વક પ્રણામ હો, નહિ હણી શકાય એવા સામર્થ્યવાળા સારથિરૂપ શ્રીરુદ્રને મારા પ્રણામ હો, અને સર્વ વનોના સ્વામી રુદ્રને મારા પ્રણામ હો. ૧૮

**नमो रोहिताय स्थपतये वृक्षाणां पतये नमो नमो भुवन्तये वारिवस्कृतायौषधीनां पतये नमो नमो मन्त्रिणे वाणिजाय कक्षाणां पतये नमो नम उच्चैर्घोषायाक्रन्दयते पत्तीनां पतये नमः ॥ १९ ॥**

**શબ્દાર્થઃ**—રાતા રંગવાળા [ ને ] ગૃહાદિને કરનારને પ્રણામ, વૃક્ષોના સ્વામીને પ્રણામ, ભૂમંડલનો વિસ્તાર કરનારને [ તથા ] સ્થાનાદિને કરનારને પ્રણામ, ઓષધીઓના સ્વામીને પ્રણામ, મંત્રીને [ તથા ] વ્યાપાર કરનારને પ્રણામ, ઝુંબડાં આદિનું પાલન કરનારને પ્રણામ, મહાશબ્દવાળાને [ ને ] રોવ-રાવનારાને પ્રણામ, [ અને ] પાયદળોના સ્વામીને પ્રણામ. ૧૯

**વિવેચનઃ**—રાતા રંગવાળા શરીરયુક્ત ને ગૃહાદિ રચનારા વિશ્વકર્મરૂપ રુદ્રને મારા પ્રણામ હો, સર્વ વૃક્ષોના સ્વામી રુદ્રને મારા પ્રણામ હો, ભૂમંડલને સુધારી તેનો વિસ્તાર કરનારા તથા સ્થાન ને ભોગ્ય પદાર્થો રચનારા રુદ્રને મારા પ્રણામ હો, ડાંગર આદિ સર્વ ઓષધીઓના ( ફલ આવવાથી સૂકાઇ જનારા છોડોના ) સ્વામી રુદ્રને મારા પ્રણામ હો, વિચાર કરવામાં કુશલરૂપ રુદ્રને તથા વ્યાપાર કરનારરૂપ રુદ્રને મારા પ્રણામ હો, વનમાં રહેલા ઘાસનાં ઝુંબડાં ને વેલા આદિનું પરિપાલન કરનારા રુદ્રને મારા પ્રણામ હો, યુદ્ધમાં મોટો શબ્દ કરનાર અને શત્રુઓને રોવરાવનારા રુદ્રને મારા પ્રણામ હો, અને પાયદળોના સ્વામિરૂપ રુદ્રને મારા પ્રણામ હો. ૧૯

नमः कृत्स्नायतया धावते सत्त्वनां पतये नमो नमः सहमानाय निव्याधिने आव्याधिनीनां पतये नमो नमो निषंगिणे ककुभाय स्तेनानां पतये नमो नमो निचेरवे परिचरायारण्यानां पतये नमः ॥ २० ॥

**શબ્દાર્થ**:—સર્વ લાભના પ્રાપકપણાવડે દોડનારાને પ્રણામ, પ્રાણીઓના પાલકને પ્રણામ, પરાભવ કરનારને [ને] હણનારને પ્રણામ, શૂરની સેનાઓના પાલકને પ્રણામ, ખડ્ગવાળા મહાનને પ્રણામ, ગુપ્તચોરોના સ્વામીને પ્રણામ, ચોરવાની બુદ્ધિવડે નિરંતર ભમનારાને [ તથા હાટ ને વાડી આદિમાં ચોરવાની ઇચ્છાવડે ] ભમનારાને પ્રણામ, [ અને ] વનોના સ્વામીને પ્રણામ. ૨૦

**વિવેચન**:—આ લોકના તથા પરલોકના સર્વ પ્રકારના લાભને પ્રાપ્ત કરનારા હોવાથી જેના ભણી ભક્તો દોડે છે એવા **શ્રીરુદ્ર**ને મારા પ્રણામ હો, શરણે આવેલા પ્રાણીઓના પાલક **રુદ્ર**ને મારા પ્રણામ હો, અમારા અંતરબહારના સર્વ શત્રુઓનો પરાભવ કરનારા તથા તેમને સારી રીતે હણી નાંખનારા **રુદ્ર**ને મારા પ્રણામ હો, શૂરાઓની સેનાઓના સ્વામી **રુદ્ર**ને મારા પ્રણામ હો, ખડ્ગ ધારણ કરનારા તથા મહાન **રુદ્ર**ને મારા પ્રેમપૂર્વક પ્રણામ હો, ગુપ્તરીતે ચોરી કરનારાઓના હૃદયમાં અંતર્યામિરૂપે રહેલા **રુદ્ર**ને મારા પ્રણામ હો, કોઇનું કાંઇ લઇ લેવાની બુદ્ધિવડે નિરંતર જ્યાં ત્યાં ફરનારામાં રહેલા તથા હાટ ને વાડી આદિમાં ચોરી કરવાની ઇચ્છાએ ભમનારામાં રહેલા **રુદ્ર**ને મારા

પ્રણામ હો, અને વનોના પતિરૂપ રુદ્રને મારા ભાવપૂર્વક પ્રણામ હો. ૨૦

**नमो वंचते परिवंचते स्तायूनां पतये नमो नमो निषंगिण इषुधिमते तस्कराणां पतये नमो नमः सृकायिभ्यो जिघांसद्भ्यो मुष्णतां पतये नमो नमोऽसिमद्भ्यो नक्तंचरद्भ्यो विकृन्तानां पतये नमः ॥ २१ ॥**

**શબ્દાર્થઃ**—ઠગનારાને [ને] સર્વભાણીથી ઠગનારાને નમન, ઠગાઇવડે ચોરી કરનારાઓના સ્વામીને નમન, ખડ્ગવાળાને [ને] ભાથાવાળાને નમન, પ્રકટ ચોરોના પતિને નમન, વજ્રસાથે ફરનારાઓને [ને] હણવાને ઇચ્છનારાઓને નમન, ધાન્યની ચોરી કરનારાઓના સ્વામીને નમન, ખડ્ગવાળાઓને [ને] રાત્રે ફરનારાઓને નમન, [અને] છેદનારાઓના સ્વામીને નમન. ૨૧

**વિવેચનઃ**—સ્વામીનો વિશ્વાસપાત્ર થઇને તેમના પોતાની હથુના વ્યવહારમાં કોઈ સ્થલે તેમના ધનને લઈ લેનારામાં રહેલા રુદ્રને તથા સ્વામીના વિશ્વાસપાત્ર બનીને તેમના સર્વ વ્યવહારમાં તેમના ધનને લઇ લેનારામાં રહેલા રુદ્રને મારું નમન હો. કોઇના સેવક થઇને તેમના ધનને રાતદિવસ લેનારાઓના હૃદયમાં અંતર્યામિરૂપે રહેલા રુદ્રને મારું નમન હો, ખડ્ગવાળા તથા ભાથાવાળા વીરરૂપ રુદ્રને મારું નમન હો, ઉઘાડી રીતે ચોરી કરનારાઓના હૃદયમાં અંતર્યામિરૂપે રહેલા રુદ્રને મારું નમન હો, વજ્રસાથે ફરનારા ને અમારા અંતરબહારના સર્વ શત્રુઓને હણવાને ઇચ્છનારા રુદ્રોને મારું નમન હો, ખેતર આદિમાં અનાજની

ચોરી કરનારાઓના હૃદયમાં અંતર્યામિરૂપે રહેલા રુદ્રને મારું નમન હો, તરવાર ધારણ કરીને રાત્રે પ્રાણીઓનો ઘાત કરવા ફરનારામાં રહેલા રુદ્રને મારું નમન હો, અને દ્રવ્યની લાલસાએ માણસોને કાપી નાંખીને તેમના ધનનું હરણ કરનારાઓના હૃદયમાં અંતર્યામિરૂપે રહેલા રુદ્રને મારું નમન હો. ૨૧

**नम॑ उष्णी॒षिणे॑ गिरिच॒राय॑ कुलु॒ञ्चानां॒ पत॑ये॒ नमो॒ नम॑ इषुम॒द्भ्यो॑ धन्वा॒यिभ्य॑श्च वो॒ नमो॒ नम॑ आतन्वा॒नेभ्य॑: प्रति॒दधा॑नेभ्यश्च वो॒ नमो॒ नम॑ आ॒यच्छ॑द्भ्योऽस्य॑द्भ्यश्च वो॒ नम॑: ॥२२॥**

**શબ્દાર્થ:—પાઘડીવાળાને [ ને ] પર્વતમાં ફરનારાને નમસ્કાર, ભૂમિનું હરણ કરનારાઓના સ્વામીને નમસ્કાર, બાણુવાળાઓને નમસ્કાર, ને ધનુષ્સહિત જનારા તમને નમસ્કાર, વિસ્તારનારાઓને નમસ્કાર, ને સંધાન કરનારા તમને નમસ્કાર, આકર્ષણ કરનારાઓને નમસ્કાર, ને ફેંકનારાઓ તમને નમસ્કાર. ૨૨**

**વિવેચન:**—પાઘડીવડે પોતાના મસ્તકને ઢાંકીને ગામમાં ચોરી કરવાને પ્રવૃત્ત થયેલામાં રહેલા અને પ્રવાસીઓનાં વસ્ત્રાદિનું અપહરણ કરવામાટે પર્વતાદિ વિષમસ્થાનમાં ફરનારામાં રહેલા રુદ્રને મારા નમસ્કાર હો, ક્ષેત્ર ને ગૃહાદિરૂપ ભૂમિનું હરણ કરનારાઓના હૃદયમાં અંતર્યામિરૂપે રહેલા રુદ્રને મારા નમસ્કાર હો, દુષ્ટ મનુષ્યોને બીવરાવવામાટે બાણ ધારણ કરનારા રુદ્રોને મારા નમસ્કાર હો, દુર્જનોને બીવરાવવામાટે ધનુષ્ને ધારણ કરી વિચરનારા રુદ્રો આપને મારા નમસ્કાર હો, ધનુષ્માં પ્રત્યંચા ચઢાવનાર રુદ્રોને મારા નમસ્કાર હો,

ધનુષ્પર બાણ ચઢાવનારે રુદ્રો તમને મારા નમસ્કાર હો, ધનુષ્નું આકર્ષણ કરનાર રુદ્રાંને મારા નમસ્કાર હો, અને બાણો ફેંકનારા રુદ્રો તમને મારા નમસ્કાર હો. ૨૨

**नमो॑ विसृजद्भ्यो॒ विध्य॑द्भ्यश्च वो॒ नमो॒ नमः॑ स्वपद्भ्यो॒ जाग्र॑द्भ्यश्च वो॒ नमो॒ नमः॒ शया॑नेभ्य॒ आसी॑नेभ्यश्च वो॒ नमो॒ नम॒स्तिष्ठ॑द्भ्यो॒ धाव॑द्भ्यश्च वो॒ नमः॑ ॥ २३ ॥**

**શબ્દાર્થ:**—છોડનારાઓને નમસ્કાર, અને વીંધી નાંખનારા તમને નમસ્કાર, સ્વપ્નાવસ્થાવાળાને નમસ્કાર, અને જાગ્રદવસ્થાવાળા તમને નમસ્કાર, સુષુપ્તિવાળાને નમસ્કાર, અને બેઠેલા તમને નમસ્કાર, ઊભા રહેલાને નમસ્કાર, અને દોડનારા તમને નમસ્કાર. ૨૩

**વિવેચન:**—અમારા બંને પ્રકારના શત્રુઓપર યોગ્ય બાણો છોડનારા રુદ્રાંને મારા પ્રણામ, અમારા શત્રુઓને બાણોવડે વીંધી નાખનારા રુદ્રા તમને મારા નમસ્કાર, અંતઃકરણની સ્વપ્નાવસ્થાવાળા રુદ્રાંને મારું નમન, અંતઃકરણની જાગ્રદવસ્થાવાળા રુદ્રા તમને મારા પ્રણામ, અંતઃકરણની સુષુપ્તિઅવસ્થાવાળા રુદ્રાંને મારું નમન, બેઠેલા રુદ્રા તમને મારા નમસ્કાર, ઊભા રહેલા રુદ્રાંને મારા પ્રણામ, અને દોડનારા રુદ્રો તમને મારા પ્રણામ. ૨૩

**नमः॑ स॒भाभ्यः॑ स॒भाप॑तिभ्यश्च वो॒ नमो॒ नमोऽश्वे॒भ्योऽश्व॑पतिभ्यश्च वो॒ नमो॒ नम॑ आव्या॒धिनी॑भ्यो वि॒विध्य॑न्तीभ्यश्च वो॒ नमो॒ नम॒ उग॑णाभ्यस्तृꣳह॒तीभ्य॑श्च वो॒ नमः॑ ॥ २४ ॥**

**શબ્દાર્થઃ**—સભાઓને નમસ્કાર, અને સભાપતિઓ તમને નમસ્કાર, અશ્વોને નમસ્કાર, અને અશ્વપતિઓ તમને નમસ્કાર, સર્વભણીથી વીંધનારીઓને નમસ્કાર, અને વિશેષ વીંધનારીઓ તમને નમસ્કાર, શ્રેષ્ઠ સેવક સમૂહવાળીઓને નમસ્કાર, અને હણવાના સામર્થ્યવાળીઓ તમને નમસ્કાર. ૨૪

**વિવેચનઃ**—હવે **શ્રીરુદ્ર**ના અદ્વૈતપણાના પ્રતિપાદનમાટે અર્થાત્ સર્વમાં રુદ્રદષ્ટિ કરવામાટે ભિન્ન ભિન્ન નામવાળા જે **રુદ્રો** ને શક્તિઓ **રુદ્ર**લોકમાં રહે છે તે કહી તેમને પ્રણામ કરે છેઃ-સભારૂપ **રુદ્રો**ને મારા પ્રણામ હો, સભાના પતિઓરૂપ **રુદ્રો** તમને મારા પ્રણામ હો, અશ્વોરૂપ **રુદ્રો**ને મારા પ્રણામ હો, અને અશ્વોના પતિઓરૂપ **રુદ્રો** તમને મારા પ્રણામ હો, સર્વભણીથી અમારા શત્રુઓને વીંધનારી શક્તિઓરૂપ **રુદ્રો**ને મારા પ્રણામ હો, અને તેમને વિશેષ વીંધનારી શક્તિઓરૂપ **રુદ્રો** તમને મારા પ્રણામ હો, શ્રેષ્ઠ સેવકના સમૂહોવાળી બ્રાહ્મી આદિ માતાઓરૂપ **રુદ્રો**ને મારા પ્રણામ હો, અને હણવાના સામર્થ્યવાળી દુર્ગા આદિરૂપ **રુદ્રો** તમને મારા પ્રણામ હો. ૨૪

**नमो॑ ग॒णेभ्यो॑ ग॒णप॑तिभ्यश्च वो॒ नमो॒ नमो॒ व्राते॑भ्यो॒ व्रात॑पतिभ्यश्च वो॒ नमो॒ नमो॒ गृत्से॑भ्यो॒ गृत्स॑पतिभ्यश्च वो॒ नमो॒ नमो॒ विरू॑पेभ्यो वि॒श्वरू॑पेभ्यश्च वो॒ नमः॑ ॥ २५ ॥**

**શબ્દાર્થઃ**—ગણોને નમસ્કાર, અને ગણપતિઓ તમને નમસ્કાર, સંઘોને નમસ્કાર, અને સંઘોના પતિઓ તમને નમસ્કાર, મેધાવીઓને નમસ્કાર, અને મેધાવીઓના પાલકો

**તમને નમસ્કાર, વિરૂપોને નમસ્કાર, અને સર્વરૂપોવાળાઓ તમને નમસ્કાર. ૨૫**

**વિવેચનઃ—**દેવોના અને અસુરોના સમૂહરૂપ રુદ્રોને મારા નમસ્કાર હો, દેવોના અને અસુરોના સમૂહોના પાલક રુદ્રોને મારા નમસ્કાર હો, ભિન્ન ભિન્ન જાતના સમૂહોરૂપ રુદ્રોને મારા નમસ્કાર હો, ભિન્ન ભિન્ન જાતના સમૂહોના પાલકોરૂપ રુદ્રોને મારા નમસ્કાર હો, ગ્રંથના અર્થને ધારણ કરવાની બુદ્ધિવાળાઓરૂપ રુદ્રોને મારા નમસ્કાર હો, ગ્રંથના અર્થને ધારણ કરવાની બુદ્ધિવાળાઓના પતિઓ-રૂપ રુદ્રોને મારા પ્રણામ હો, નગ્ન મુંડિત ને જટિલ આદિ વિપરીત રૂપવાળા રુદ્રોને મારા પ્રણામ હો, અને હયગ્રીવ આદિ નાના-પ્રકારની આકૃતિવાળા રુદ્રોને મારા પ્રણામ હો. [ સરલતામાટે બીજા નમનમાં આવતો તમને એ શબ્દ વિવેચનમાંથી હવે મૂકી દીધો છે. ] ૨૫

**नमः सेनाभ्यः सेनानिभ्यश्च वो नमो नमो रथिभ्यो अरथेभ्यश्च वो नमो नमः क्षत्तृभ्यः संग्रहीतृभ्यश्च वो नमो नमो महद्भ्यो अर्भकेभ्यश्च वो नमः ॥ २६ ॥**

**શબ્દાર્થઃ—સેનાઓને નમસ્કાર, અને સેનાપતિઓ તમને નમસ્કાર, રથવાળાઓને નમસ્કાર, અને રથરહિતો તમને નમસ્કાર, રથનું શિક્ષણ આપનારાઓને નમસ્કાર, અને સારથિઓ તમને નમસ્કાર, ઉત્કૃષ્ટોને નમસ્કાર, અને અલ્પો તમને નમસ્કાર. ૨૬**

**વિવેચનઃ—**સેનાઓરૂપ રુદ્રોને મારા નમસ્કાર, સેનાઓના

પતિઓરૂપ રુદ્રોને મારા નમસ્કાર, રથવાળારૂપ રુદ્રોને મારા પ્રણામ, રથરહિતોરૂપ રુદ્રોને મારા પ્રણામ, રથને ચલાવવાનું શિક્ષણ આપનારા રુદ્રોને મારા નમસ્કાર, જાતિ ને વિદ્યાદિવડે ઉત્કૃષ્ટ એવા રુદ્રોને મારા નમસ્કાર, અને જાતિ ને વિદ્યાદિવડે અલ્પ (ઊતરતા એવા) રુદ્રોને મારા નમસ્કાર. ૨૬

**नम॒स्तक्ष॑भ्यो रथका॒रेभ्य॑श्च वो॒ नमो॒ नम॒: कुला॑लेभ्यः क॒र्मारे॑भ्यश्च वो॒ नमो॒ नमो॑ निषा॒देभ्य॑: पुञ्जि॒ष्ठेभ्य॑श्च वो॒ नमो॒ नम॑: श्व॒निभ्यो॑ मृग॒युभ्य॑श्च वो॒ नम॑: ॥ २७ ॥**

**શબ્દાર્થ:—સુતારોને નમસ્કાર, અને રથ કરનારાઓ તમને નમસ્કાર, કુંભારોને નમસ્કાર, અને લુહારો તમને નમસ્કાર, ભિલ્લોને નમસ્કાર, અને ચડીમારો તમને નમસ્કાર, કૂતરાઓને પાળનારાઓને નમસ્કાર, અને વ્યાધો તમને નમસ્કાર. ૨૭**

**વિવેચન**:—પૂજ્ય રુદ્રનો અંતર્યામિરૂપે સર્વત્ર સદ્ભાવ હોવાથી સાધારણ ને ઊતરતી સર્વ જાતિઓને આ મંત્રમાં નમસ્કાર કરવામાં આવે છે એમ જાણવું. સુતાર આદિ શિલ્પીઓરૂપ રુદ્રોને મારા પ્રણામ, રથ કરનારા સુતારવિશેષોરૂપ રુદ્રોને મારા પ્રણામ, મૃત્તિકાનાં પાત્રો ઘડનારા કુંભારોરૂપ રુદ્રોને મારા પ્રણામ, લોઢું ઘડવાનો ધંધો કરનારા લુહારોરૂપ રુદ્રોને મારા પ્રણામ, પર્વતોમાં ફરનારા ને માંસનું ભક્ષણ કરનારા ભિલ્લોરૂપ રુદ્રોને મારા પ્રણામ, પક્ષીઓના સમૂહોનો ઘાત કરનારા પુલ્કસાદિરૂપ રુદ્રોને મારા પ્રણામ, કૂતરાની ડોકે દોરી બાંધીને તેને મૃગયામાટે સાથે ફેરવનારા વાઘરી આદિરૂપ રુદ્રોને મારા

પ્રણામ, અને મૃગોને મારનારા પારધીઓરૂપ રુદ્રોને મારા પ્રણામ. ૨૭

**नमः श्वभ्यः श्वपतिभ्यश्च वो नमो नमो भवाय च रुद्राय च नमः शर्वाय च पशुपतये च नमो नीलग्रीवाय च शितिकंठाय च ॥ २८ ॥**

**શબ્દાર્થ:**—કૂતરાઓને નમસ્કાર, અને કૂતરાઓના પાલકો તમને નમસ્કાર, વળી ભવને ને રુદ્રને નમસ્કાર, અને શર્વને તથા પશુપતિને નમસ્કાર, ને નીલગ્રીવને તથા ધોળા કંઠવાળાને નમસ્કાર. ૨૮

**વિવેચન**:—શ્વાનરૂપ **રુ**દ્રોને મારા નમસ્કાર, શ્વાનોને પાળનારા ને કિરાતોનો વેષ ધરનારા **રુ**દ્રોને મારા નમસ્કાર, પ્રાણીઓ પોતપોતાના કર્માનુસાર જેમાંથી ઉત્પન્ન થાય છે તે **ભવ**ને મારા નમસ્કાર, દુ:ખોનો વિનાશ કરનારા **રુ**દ્રને મારા નમસ્કાર, પાપનો વિનાશ કરનારા શર્વને મારા નમસ્કાર, અજ્ઞાની જીવોનું રક્ષણ કરનારા **પ**શુપતિને મારા નમસ્કાર, વિષનું ભક્ષણ કરવાવડે જેમના કંઠનો એકદેશ નીલરંગનો પ્રતીન થાય છે એવા **નીલગ્રીવ**ને મારા નમસ્કાર, અને કંઠના નીલભાગથી ભિન્ન કંઠનો ભાગ જેમનો ધોળો છે એવા **શિ**તિકંઠને મારા નમસ્કાર. ૨૮

**नमः कपर्दिने च व्युप्तकेशाय च नमः सहस्राक्षाय च शतधन्वने च नमो गिरिशयाय च शिपिविष्टाय च नमो मीढुष्टमाय चेषुमते च ॥ २९ ॥**

**શબ્દાર્થ:**—જટાજૂટવાળાને તથા મુંડેલા વાળવાળાને

**નમસ્કાર, અને સહુસ્ર આંખોવાળાને તથા સો ધનુષ્વાળાને નમસ્કાર, વળી પર્વતમાં શયન કરનારને તથા કિરણોવાળાને નમસ્કાર, અને અતિવૃષ્ટિ કરનારને તથા બાણવાળાને પણ નમસ્કાર. ૨૯**

**વિવેચનઃ**—જટાજૂટવાળા ને પાશુપતાદિનો વેષ ધરનારા રુદ્રને તથા પોતાના માથાપરના સઘળા વાળ જેમણે મુંડાવેલા છે એવા યતિ આદિનો વેષ ધરનારા રુદ્રને મારા નમસ્કાર હો, સહસ્ર આંખોવાળા ઇંદ્રરૂપ રુદ્રને તથા બહુ ધનુષ્ ધારણ કરનારા રુદ્રને મારા નમસ્કાર હો, કૈલાસપર્વતમાં શયન કરનારા (શુદ્ધસત્ત્વગુણવડે પરમશાંતિમાં રહેનારા) રુદ્રને તથા કિરણોવાળા આદિત્યરૂપ રુદ્રને મારા નમસ્કાર હો, અત્યંતવૃષ્ટિ કરનારા મેઘરૂપ રુદ્રને તથા બાણવાળા રુદ્રને મારા નમસ્કાર હો. ૨૯

**नमो ह्रस्वाय च वामनाय च नमो बृहते च वर्षीयसे च नमो वृद्धाय च सवृधे च नमोऽग्र्याय च प्रथमाय च ॥ ३० ॥**

**શબ્દાર્થઃ**—**હ્રસ્વને તથા વામનને નમસ્કાર, પ્રૌઢને તથા અતિવૃદ્ધને નમસ્કાર, વૃદ્ધને તથા પંડિતોની સાથે રહેનારને નમસ્કાર, ને આગળ થયેલાને તથા મુખ્યને નમસ્કાર. ૩૦**

**વિવેચનઃ**—ટુંકા શરીરવાળા રુદ્રને તથા સંકુચિત અવયવવાળા રુદ્રને મારા પ્રણામ હો, પ્રૌઢ વયવાળા રુદ્રને તથા અતિવૃદ્ધાવસ્થાવાળા રુદ્રને મારા પ્રણામ હો, અધિક વયવાળા વૃદ્ધરૂપ રુદ્રને તથા વિદ્યાવિનયાદિ ગુણોવાળા પંડિતોની સાથે રહેનારા રુદ્રને મારા પ્રણામ હો, ને જગતની પૂર્વે હોનારા રુદ્રને તથા સર્વત્ર મુખ્ય હોનારા

રુદ્રને મારા પ્રેમપૂર્વક પ્રણામ હો, મૂલમાં જે ત્રણ च વધારાના છે તે મંત્રની શોભામાટે છે. એમ વધારાના चमाटे આગળના મંત્રોમાં પણ જાણવું. ૩૦

**नम॑ आ॒शवे॑ चाजि॒राय॑ च॒ नमः॒ शीघ्र्या॑य च॒ शीभ्या॑य च॒ नम॒ ऊर्म्या॑य चावस्व॒न्या॑य च॒ नमो॑ नादे॒याय॑ च॒ द्वीप्या॑य च ॥३१॥**

**શબ્દાર્થઃ—વ્યાપકને તથા ગતિકુશલને નમસ્કાર, વેગવાળામાં રહેનારને તથા જલપ્રવાહમાં રહેનારને નમસ્કાર, તરંગોમાં રહેનારને તથા સ્થિરજલમાં રહેનારને નમસ્કાર, અને નદીમાં રહેનારને તથા દ્વીપમાં રહેનારને નમસ્કાર. ૩૧**

**વિવેચનઃ**—આ જગતમાં વ્યાપીને રહેલા રુદ્રને તથા ગમન કરવામાં કુશલ રુદ્રને મારા પ્રણામ, સર્વ વેગવાળી વસ્તુઓમાં રહે-નારા રુદ્રને તથા જલના પ્રવાહમા રહેનારા રુદ્રને મારા પ્રણામ, જલના તરંગોમાં રહેનારા રુદ્રને તથા શબ્દ નહિ કરતા સ્થિરજલમા રહેનારા રુદ્રને મારા પ્રણામ, અને નદીમાં રહેનારા રુદ્રને તથા આડે બાજુથી જલમાં રહેલી ઉંચી ભૂમિરૂપ બેટમાં રહેનારા રુદ્રને મારા પ્રણામ. ૩૧

**नमो॑ ज्ये॒ष्ठाय॑ च कनि॒ष्ठाय॑ च॒ नमः॑ पूर्व॒जाय॑ चापर॒जाय॑ च॒ नमो॑ मध्य॒माय॑ चापग॒ल्भाय॑ च॒ नमो॑ जघ॒न्या॑य च बु॒ध्न्या॑य च ॥ ३२ ॥**

**શબ્દાર્થઃ—જ્યેષ્ઠને તથા કનિષ્ઠને નમસ્કાર, પૂર્વે જન્મેલા-ને તથા પછી જન્મેલાને નમસ્કાર, મધ્યમને તથા બાલને નમ-**

**સ્કાર, ને પાછળના ભાગમાંથી તથા મૂલમાંથી થયેલાને નમસ્કાર.**

**વિવેચનઃ**—વિદ્યા ને ઐશ્વર્ય આદિમાં શ્રેષ્ઠ **રુદ્ર**ને તથા વિદ્યા ને ઐશ્વર્ય આદિમાં કનિષ્ઠ **રુદ્ર**ને મારા પ્રણામ હો, જગતના આદિકાલમાં હિરણ્યગર્ભરૂપે ઉત્પન્ન થયેલા રુદ્રને તથા જગતના પ્રલયકાલમાં કાલાગ્નિરૂપે ઉત્પન્ન થયેલા **રુદ્ર**ને મારા પ્રણામ હો, જગતના સ્થિતિકાલમાં દેવમનુષ્યાદિરૂપે જન્મેલા **રુદ્ર**ને તથા જેની ઇંદ્રિયોનો જોઇતો વિકાસ થયો નથી એવા બાલકરૂપ **રુદ્ર**ને મારા પ્રણામ હો, ને ગાય આદિના પાછળના ભાગમાંથી જન્મેલાં વાછડાં આદિરૂપ **રુદ્ર**ને તથા વૃક્ષાદિના મૂલમાંથી પ્રકટેલા થડરૂપ **રુદ્ર**ને મારા પ્રણામ હો. ૩૨

**नमः सोभ्याय च प्रतिसर्याय च नमो याम्याय च क्षेम्याय च नमः श्लोक्याय चावसान्याय च नम उर्वर्याय च खल्याय च ॥ ३३ ॥**

**શબ્દાર્થઃ—મનુષ્યલોકમાં રહેનારાને તથા વિવાહાદિમાં હાથમાં રક્ષાબંધન ધારણ કરનારમાં રહેનારાને નમસ્કાર, યમલોકમાં રહેનારાને તથા કુશલને યોગ્યને પ્રણામ, વૈદિકમંત્રોમાં રહેનારાને તથા વેદાંતમાં રહેનારાને પ્રણામ, ને ધાન્યવાળી પૃથિવીમાં રહેનારાને તથા ખળામાં રહેનારાને પ્રણામ. ૩૩**

**વિવેચનઃ**—આ મનુષ્યલોકમાં રહેનાર **રુદ્ર**ને તથા વિવાહાદિમાં હાથને વિષે રક્ષાબંધન ધારણ કરનારમાં રહેનાર **રુદ્ર**ને મારા પ્રણામ હો, યમલોકમાં રહી પાપીઓને નરકાદિ આપનારા **રુદ્ર**ને તથા મોક્ષને યોગ્ય મનુષ્યાદિમાં રહેનારા **રુદ્ર**ને મારા પ્રણામ હો.

વૈદિકમંત્રોમાં પ્રતિપાદ્યપણાવડે રહેનારા **રુદ્રને** તથા વેદાંતમાં પ્રતિપાદ્યપણાવડે રહેનારા **રુદ્રને** મારા પ્રણામ હો, અને ધાન્યથી ભરપૂર રહેનારી ભૂમિમાં ધાન્યરૂપે રહેનારા **રુદ્રને** તથા ધાન્યને ને ભુંસાને પૃથક્ કરવાના સ્થાનમાં રહેનારા **રુદ્રને** મારા પ્રણામ હો. ૩૩

**नमो वन्याय च कक्ष्याय च नमः श्रवाय च प्रतिश्रवाय च नम आशुषेणाय चाशुरथाय च नमः शूराय चावभेदिने च ॥ ३४ ॥**

**શબ્દાર્થઃ—વનમાં રહેલાને તથા સૂકા વનમાં રહેલાને નમસ્કાર, શબ્દને તથા પ્રતિશબ્દને નમસ્કાર, શીઘ્રસેનાવાળાને તથા શીઘ્રરથવાળાને નમસ્કાર, ને શૂરને તથા નીચોવડે ફાડી નંખાવનારને નમસ્કાર. ૩૪**

**વિવેચનઃ**—લીલા વનમાં વૃક્ષાદિરૂપે રહેલા **રુદ્રને** તથા સૂકા વનમાં તૃણાદિરૂપે રહેલા **રુદ્રને** મારા નમસ્કાર, શબ્દરૂપ **રુદ્રને** તથા પ્રતિધ્વનિરૂપ **રુદ્રને** મારા નમસ્કાર, શીઘ્રગતિવાળી સેનાવાળા **રુદ્રને** તથા શીઘ્રગતિવાળા રથયુક્ત **રુદ્રને** મારા નમસ્કાર, અને યુદ્ધમાં ધૈર્ય રાખનારા **રુદ્રને** તથા અમારા શત્રુઓને શ્વાનાદિ નીચ પ્રાણીઓવડે ફાડી નંખાવનારા **રુદ્રને** મારા ભાવપૂર્વક પ્રણામ હો. ૩૪

**नमो बिल्मिने च कवचिने च नमो वर्मिणे च वरूथिने च नमः श्रुताय च श्रुतसेनाय च नमो दुंदुभ्याय चाहनन्याय च ॥ ३५ ॥**

**શબ્દાર્થઃ**-શિરસ્ત્રાણુવાળાને તથા કવચવાળાને નમસ્કાર, બખ્તરવાળાને તથા રથના રક્ષણુવાળાને નમસ્કાર, પ્રસિદ્ધને તથા પ્રસિદ્ધ સેનાવાળાને નમસ્કાર, ને ભેરીમાં રહેનારાને તથા વાદ્યસાધનમાં રહેનારાને નમસ્કાર. ૩૫

**વિવેચનઃ**—જેમણે પોતાના માથાના રક્ષણમાટે પોતાને માથે લોઢાનો ટોપ ધારણ કર્યો છે એવા રુદ્રને તથા રૂથી ભરેલો જાડો ડગલો પોતાના શરીરના ટાઢ આદિથી રક્ષણમાટે જેમણે પહેરેલો છે એવા રુદ્રને નમસ્કાર, જેમણે લોઢાનું બખ્તર પોતાના શરીરપર ધારણ કર્યું છે એવા રુદ્રને તથા જેમના રથપર રક્ષણમાટે લોઢાનું ઢાંકણ નાંખેલું છે એવા રુદ્રને નમસ્કાર, લોકમાં પ્રસિદ્ધ એવા રુદ્રને તથા લોકમા પ્રસિદ્ધ સેનાવાળા રુદ્રને નમસ્કાર, અને ભેરીમાં રહેનારા શબ્દરૂપ રુદ્રને તથા વાજાં વગાડવાના સાધનરૂપ દંડાદિમાં રહેનારા રુદ્રને નમસ્કાર. ૩૫

**नमो॑ धृ॒ष्णवे॑ च प्रमृ॒शाय॑ च॒ नमो॑ निष॒ङ्गिणे॑ चेषुधि॒मते॑ च॒ नम॑-स्तीक्ष्णेष॑वे चायु॒धिने॑ च॒ नम॑: स्वायु॒धाय॑ च सु॒धन्व॑ने च ॥३६॥**

**શબ્દાર્થઃ**—તેજવાળાને તથા પંડિતને નમસ્કાર, ખડ્ગવાળાને તથા ભાથાવાળાને નમસ્કાર, તીખા બાણુવાળાને તથા આયુધવાળાને નમસ્કાર, ને શોભિતા આયુધવાળાને તથા શોભિતા ધનુષ્‌વાળાને નમસ્કાર. ૩૬

**વિવેચનઃ**—પાપીઓથી સહન ન થઇ શકે એવા તેજવાળા રુદ્રને તથા શાસ્ત્રપારંગત પંડિતરૂપ રુદ્રને મારા નમસ્કાર. ભયંકર ખડ્ગવાળા રુદ્રને તથા શોભિતા ભાથાવાળા રુદ્રને મારા નમસ્કાર,

શત્રુઓથી સહન ન થઈ શકે એવા તીખા બાણવાળા રુદ્રને તથા અન્ય આયુધોવાળા રુદ્રને મારા નમસ્કાર. અને શોભિતા ત્રિશૂલરૂપ આયુધવાળા રુદ્રને તથા શોભિતા પિનાકનામના ધનુષ્‌વાળા રુદ્રને મારા નમસ્કાર. ૩૬

**नमः स्रुत्याय च पथ्याय च नमः काट्याय च नीप्याय च नमः कूल्याय च सरस्याय च नमो नादेयाय च वैशंताय च ॥ ३७ ॥**

**શબ્દાર્થ:**—કેડામાં રહેનારાને તથા રાજમાર્ગમાં રહેનારાને નમસ્કાર, વિષમમાર્ગમાં રહેનારાને તથા પર્વતના અધોભાગમાં રહેનારાને નમસ્કાર, કૃત્રિમ નદીમાં રહેનારાને તથા સરોવરમાં રહેનારાને નમસ્કાર, ને નદીમાં રહેનારાને તથા તળાવમાં રહેનારાને નમસ્કાર. ૩૭

**વિવેચન:**—ક્ષુદ્રમાર્ગરૂપ કેડામાં રહેનારા રુદ્રને તથા રથ ને ઘોડા ચાલે એવા મોટા માર્ગમાં રહેનારા રુદ્રને મારા નમસ્કાર, વિષમ-માર્ગમાં રહેનારા રુદ્રને તથા પર્વતના અધોભાગમાં રહેનારા રુદ્રને મારા નમસ્કાર, કૃત્રિમ નદીરૂપ સારણમાં (નહેરમાં) રહેનારા રુદ્રને તથા સરોવરમાં રહેનારા રુદ્રને મારા નમસ્કાર, અને નદીમાં રહેનારા રુદ્રને તથા તળાવમાં રહેનારા રુદ્રને મારા નમસ્કાર. ૩૭

**नमः कूप्याय चावट्याय च नमो वीध्र्याय चातप्याय च नमो मेघ्याय च विद्युत्याय च नमो वर्ष्याय चावर्ष्याय च ॥३८॥**

**શબ્દાર્થ:**—કૂવામાં રહેનારાને ને ખાડામાં રહેનારાને

**નમસ્કાર, શરદના વાદળામાં રહેનારાને ને તડકામાં રહેનારાને નમસ્કાર, મેઘમાં રહેનારાને ને વીજળીમાં રહેનારાને નમસ્કાર, અને વૃષ્ટિમાં રહેનારાને ને વૃષ્ટિના અભાવમાં રહેનારાને નમસ્કાર. ૩૮**

**વિવેચનઃ**—કૂવામાં રહેનારા રુદ્રને તથા ખાડામાં રહેનારા રુદ્રને મારા પ્રણામ, શરદઋતુના નિર્મલ વાદળામાં રહેનારા રુદ્રને તથા સૂર્યના તડકામાં રહેનારા રુદ્રને મારા પ્રણામ, આકાશમાંથી વરસનારા મેઘમાં રહેનારા રુદ્રને તથા વીજળીમાં રહેનારા રુદ્રને મારા પ્રણામ, અને પૃથિવીપરની વૃષ્ટિમાં રહેનારા રુદ્રને તથા વૃષ્ટિના અભાવમાં રહેનારા રુદ્રને મારા પ્રણામ. ૩૮

**नमो वात्याय च रेष्म्याय च नमो वास्तव्याय च वास्तुपाय च नमः सोमाय च रुद्राय च नमस्ताम्राय चारुणाय च ॥ ३९ ॥**

**શબ્દાર્થઃ—વાયુમાં રહેનારાને તથા પ્રલયમાં રહેનારાને પ્રણામ, ઘરની ભૂમિમાં રહેનારાને તથા ઘરની ભૂમિને પાળનારાને પ્રણામ, ઉમાસહિતને તથા દુઃખનો વિનાશ કરનારને નમસ્કાર, અને રાતા તથા થોડા રાતાને પ્રણામ. ૩૯**

**વિવેચનઃ**—પવનમાં રહેનારા રુદ્રને તથા પ્રલયકાલમાં પણ વિદ્યમાન રુદ્રને મારા પ્રણામ, ઘરની ભૂમિમાં રહેનારા રુદ્રને તથા ઘરની ભૂમિને પાળનારા રુદ્રને મારા પ્રણામ, ઉમાસહિત (બ્રહ્મવિદ્યા-સહિત) રુદ્રને તથા દુઃખનો વિનાશ કરનારા રુદ્રને મારા પ્રણામ,

અને ઊગતા રવિરૂપ રાતા રુદ્રને તથા ઊગ્યાપછીના આદિત્યરૂપ થોડા રાતા રુદ્રને મારા પ્રણામ. ૩૯

**नमः शंगवे च पशुपतये च नम उग्राय च भीमाय च नमोऽग्रेवधाय च दूरेवधाय च नमो हंत्रे च हनीयसे च नमो वृक्षेभ्यो हरिकेशेभ्यो नमस्ताराय ॥ ४० ॥**

**શબ્દાર્થ:**—સુખમય વાણીવાળાને તથા પશુપતિને નમસ્કાર, ઉગ્રને તથા ભીમને નમસ્કાર, આગળ રહીને હણનારને તથા દૂર રહીને હણનારને નમસ્કાર, હણનારને તથા અતિશય હણનારને નમસ્કાર, અને લીલા કેશોવાળાં વૃક્ષોને તથા તારનારાને નમસ્કાર. ૪૦

**વિવેચન:**—વેદરૂપ સુખમય વાણીવાળા રુદ્રને તથા સર્વ અજ્ઞાની પ્રાણીઓના પાલક રુદ્રને મારા નમસ્કાર હો, અમારા શત્રુઓને હણવામાટે ક્રોધયુક્ત સ્વરૂપવાળા પ્રતીત થતા રુદ્રને તથા અમારા શત્રુઓને દર્શનવડેજ ભય ઉપજાવનારા રુદ્રને મારા પ્રણામ હો, સંમુખ ઊભા રહીને અમારા શત્રુઓનો વધ કરનારા રુદ્રને તથા દૂર ઊભા રહીને અમારા શત્રુઓને હણનારા રુદ્રને મારા પ્રણામ હો, લોકમાં હનન કરનારરૂપે પ્રતીત થતા રુદ્રને તથા પ્રલયકાલમાં સર્વનું હનન કરનાર રુદ્રને મારા પ્રણામ હો, અને પાનડાંરૂપ લીલા કેશોવાળાં કલ્પતરુઓરૂપ રુદ્રોને તથા ભયભરેલા આ સંસારસાગરમાંથી તારનારા રુદ્રને મારા પ્રેમપૂર્વક પ્રણામ હો. ૪૦

**नमः शंभवाय च मयोभवाय च नमः शंकराय च मयस्कराय च नमः शिवाय च शिवतराय च ॥ ४१ ॥**

**શબ્દાર્થ:—**શંભુને તથા મયોભવને નમસ્કાર, શંકરને તથા મયસ્કરને નમસ્કાર, અને શિવને તથા શિવતરને નમસ્કાર. ૪૧

**વિવેચન:—**લૌકિકસુખવાળા રુદ્રને તથા મોક્ષસુખવાળા રુદ્રને મારા પ્રણામ, લૌકિકસુખ આપનારા રુદ્રને તથા મોક્ષસુખ આપનારા રુદ્રને મારા પ્રણામ, અને કલ્યાણસ્વરૂપ રુદ્રને તથા અન્ય જનોને પાપરહિત કરનારા રુદ્રને મારા પરમપ્રેમપૂર્વક પ્રણામ. ૪૧

**नमः पार्याय चावार्याय च नमः प्रतरणाय चोत्तरणाय च नमस्तीर्थ्याय च कूल्याय च नमः शष्प्याय च फेन्याय च ॥४२**

**શબ્દાર્થ:—**પરતીરે રહેલાને તથા આ તીરે રહેલાને પ્રણામ, પ્રતરણને તથા ઉત્તરણને પ્રણામ, તીર્થમાં રહેલાને તથા કાંઠે રહેલાને પ્રણામ, અને બાલતૃણમાં રહેલાને તથા ફીણમાં રહેલાને પ્રણામ. ૪૨

**વિવેચન:—**સંસારસાગરને સામે કાંઠે મુમુક્ષુઓના ધ્યેયરૂપે રહેલા રુદ્રને તથા સંસારસાગરને આ કાંઠે સકામકર્મોનું ફલ આપવા-માટે રહેલા રુદ્રને મારા પ્રણામ હો, મંત્રજપાદિવડે સારી રીતે પાપને તરવાના હેતુરૂપ રુદ્રને તથા તત્ત્વજ્ઞાનવડે સંસારસાગરને તરી જવાના હેતુરૂપ રુદ્રને મારા પ્રણામ હો, પ્રયાગાદિ તીર્થોમાં રહેલા રુદ્રને તથા તીર્થના કાંઠાપર રહેલા રુદ્રને મારા પ્રણામ હો, અને ગંગાદિના તીરપર કુશના અંકુરાદિરૂપે રહેલા રુદ્રને તથા ગંગાના ફીણમાં રહેલા રુદ્રને મારા પ્રણામ હો. ૪૨

**नमः॑ सिक॒त्या॑य च प्रवा॒ह्या॑य च॒ नमः॑ कि॑ꣳशि॒लाय॑ च॒ क्षय॒णाय॑ च॒ नमः॑ कप॒र्दिने॑ च पुल॒स्तये॑ च॒ नम॑ इरि॒ण्या॑य च प्रप॒थ्या॑य च ॥ ४३ ॥**

**શબ્દાર્થ**:—વેળુમાં રહેલાને તથા પ્રવાહમાં રહેલાને નમસ્કાર, કાંકરાવાળા પ્રદેશને તથા સ્થિરજલવાળા પ્રદેશને નમસ્કાર, જટાજૂટવાળાને તથા સર્વાંતર્યામીને નમસ્કાર, અને તૃણરહિત પ્રદેશમાં રહેનારાને તથા બહુસેવિત માર્ગમાં રહેનારાને નમસ્કાર. ૪૩

**વિવેચન**:—નદીના તીરપર રહેલી વેળુમાં રહેલા રુદ્રને તથા નદીના પ્રવાહમાં રહેલા રુદ્રને મારા પ્રણામ હો, કાંકરાવાળા પ્રદેશરૂપ રુદ્રને તથા સ્થિરજલવાળા પ્રદેશરૂપ રુદ્રને મારા પ્રણામ હો, જટાજૂટવાળા રુદ્રને તથા સર્વના અંતઃકરણમાં રહી તેમના કર્માનુસાર પ્રેરણા કરનાર રુદ્રને મારા પ્રણામ હો, અને તૃણાદિથી રહિત ક્ષારમય પ્રદેશમાં રહેલા રુદ્રને તથા બહુ મનુષ્યોએ સેવેલા માર્ગમાં રહેલા રુદ્રને મારા પ્રણામ હો. ૪૩

**नमो॑ व्र॒ज्या॑य च॒ गोष्ठ्या॑य च॒ नम॒स्तल्प्या॑य च॒ गेह्या॑य च॒ नमो॑ हृद॒य्या॑य च॒ निवे॒ष्प्या॑य च॒ नमः॒ काट्या॑य च॒ गह्वरे॒ष्ठाय॑ च ॥४४**

**શબ્દાર્થ**:—ગાયોના સમૂહમાં રહેલાને તથા ગાયોના રહેવાના સ્થાનમાં રહેલાને નમસ્કાર, શય્યામાં રહેલાને તથા ઘરમાં રહેલાને નમસ્કાર, હૃદયમાં રહેલાને તથા ધૂમસમાં

**રહેલાને નમસ્કાર, અને કૂવામાં રહેલાને તથા ગંભીર જલમાં રહેલાને નમસ્કાર. ૪૪**

**વિવેચન:**—ગાયોના સમૂહમાં રહેલા રુદ્રને તથા ગાયોના રહેવાના સ્થલમાં રહેલા રુદ્રને મારા પ્રણામ હો, શય્યામાં રહેલા રુદ્રને તથા ઘરમાં રહેલા રુદ્રને મારા પ્રણામ હો, હૃદયમાં રહેલા જીવરૂપ રુદ્રને તથા ધૂમસમાં રહેલા રુદ્રને મારા પ્રણામ હો, અને કૂવામાં રહેલા રુદ્રને તથા વિષમ ગિરિગુહાદિમાં વા ગંભીર જલમાં રહેલા રુદ્રને મારા પ્રેમપૂર્વક પ્રણામ હો. ૪૪

**नमः शुष्क्याय च हरित्याय च नमः पाꣳसव्याय च रजस्याय च नमो लोप्याय चोलप्याय च नम ऊर्व्याय च सूर्व्याय च ॥ ४५ ॥**

**શબ્દાર્થ:—સૂકામાં રહેલાને તથા લીલામાં રહેલાને નમસ્કાર, ઝીણી ધૂળમાં રહેલાને તથા જાડી ધૂળમાં રહેલાને નમસ્કાર, અગમ્ય પ્રદેશમાં રહેલાને તથા તૃણમાં રહેલાને નમસ્કાર, અને વડવાનલમાં રહેલાને તથા કલ્પના અગ્નિમાં રહેલાને નમસ્કાર. ૪૫**

**વિવેચન:**—સૂકાઈ ગયેલા વૃક્ષાદિમાં રહેલા રુદ્રને તથા લીલા વૃક્ષાદિમાં રહેલા રુદ્રને મારા પ્રણામ, ઝીણી ધૂળમાં રહેલા રુદ્રને તથા જાડી ધૂળમા રહેલા રુદ્રને મારા પ્રણામ, નહિ પ્રવેશ કરી શકાય એવા પ્રદેશમાં રહેલા રુદ્રને તથા તૃણમાં રહેલા રુદ્રને મારા પ્રણામ, અને વડવાનલમાં રહેલા રુદ્રને તથા કલ્પના અંતના (પ્રલયકાલના) અગ્નિમાં રહેલા રુદ્રને મારા પ્રણામ. ૪૫

नमः पुर्णार्य च पर्णशदार्य च नम उद्गुरमाणाय चाभिघ्नते च नम आखिदते च प्रखिदते च नम इषुकृद्भ्यो धनुष्कृद्भ्यश्च वो नमो नमो वः किरिकेभ्यो देवानाꣳ हृदयेभ्यो नमो विचिन्वत्केभ्यो नमो विक्षिणत्केभ्यो नम आनिर्हतेभ्यः ॥ ४६ ॥

શબ્દાર્થ:—પાનડાને તથા પડેલા પાનડાવાળા દેશને નમસ્કાર, ઉદ્યમીને તથા હનન કરનારને નમસ્કાર, સાધારણ ખેદ કરાવનારને તથા વધારે ખેદ કરાવનારને નમસ્કાર, બાણો કરનારાઓને નમસ્કાર, તથા ધનુષો કરનારા [રુદ્રો] આપને નમસ્કાર, દેવોના હૃદયરૂપ [ને] ઉત્પન્ન કરનાર આપને નમસ્કાર, પૃથક્ કરનારાઓને નમસ્કાર, વિવિધનો નાશ કરનારાઓને નમસ્કાર, અને [સૃષ્ટિની] આદિમાં નીકળેલાને નમસ્કાર. ૪૬

વિવેચન:—વૃક્ષના પાનડારૂપ રુદ્રને તથા વૃક્ષાદિનાં ખરી પડેલાં પાનડાંવાળા પ્રદેશરૂપ રુદ્રને મારા પ્રણામ હો, સતત ઉદ્યમ કરનાર મનુષ્યાદિરૂપ રુદ્રને તથા અમારા શત્રુઓનું હનન કરનાર રુદ્રને મારા પ્રણામ હો, આસુરીસંપત્તિવાળા અભક્તોને સાધારણ ખેદ કરાવનારા રુદ્રને તથા તેવા પાપીઓને વધારે ખેદ કરાવનારા રુદ્રને મારા પ્રણામ હો, બાણો કરનારા રુદ્રોને મારા પ્રણામ હો, તથા

ધનુષો કરનારા રુદ્રો આપને મારા પ્રણામ હો, દેવોમાં મુખ્ય અગ્નિ, વાયુ ને આદિત્યરૂપ રુદ્રો જેઓ વૃષ્ટિ આદિદ્વારા આ જગતને ઉત્પન્ન કરે છે તેવા આપને મારા પ્રણામ હો, ધર્મ કરનારાઓને ને પાપ કરનારાઓને પૃથક્ કરનારા રુદ્રોને મારા પ્રણામ હો, ભક્તોનાં હૃદયોમાં-થી નાનાપ્રકારનાં પાપોનો વિનાશ કરનારા રુદ્રોને મારા પ્રણામ હો, અને સૃષ્ટિની આદિમાં આવિર્ભાવ પામેલા અગ્નિ, વાયુ ને આદિત્યરૂપ રુદ્રોને મારા વિનયપૂર્વક ને પ્રેમપૂર્વક પ્રણામ હો. ૪૬

**द्रापे अंधसस्पते दरिद्र नीललोहित ।**
**आसां प्रजानामेषां पशूनां मा भेर्मा रोङ्मो च नः किंचनाममत् ॥ ४७ ॥**

**શબ્દાર્થ:—હે નઠારી ગતિ પમાડનારા ! હે સોમના પાલક ! હે પરિગ્રહરહિત ! હે નીલલોહિત ! આ પ્રજાઓને [ને] આ પશુઓને બીવરાવો નહિ, નાશ ન કરો, અને અમારા કોઈને પણ રોગવાળાં ન કરો. ૪૭**

**વિવેચન:**—હે પાપીઓને નરકાદિરૂપ નઠારી ગતિ પમાડનાર ! હે યજ્ઞોપયોગી સોમલતાનું પાલન કરનારા ! હે અદ્વિતીયપણાવડે પરિગ્રહથી રહિત ! હે કંઠના એકદેશમાં નીલરંગવાળા ને શરીરના બીજા ભાગમા રાતા રંગવાળા ! અમારી આ પુત્રાદિરૂપ પ્રજાઓને તથા અમારાં આ ગાય આદિ પશુઓને કૃપા કરીને બીવરાવશો નહિ. અમારી પ્રજાનો અને અમારાં પશુઓનો કૃપા કરીને નાશ ન કરશો. વળી અમારાં કોઈ પણ પશુઓને તથા અમારાં કોઇ પણ માણસોને આપ કૃપા કરીને રોગવાળાં ન કરશો. ૪૭

**इमा रुद्राय तवसे कपर्दिने क्षयद्वीराय प्रभरामहे मतीः ।**
**यथा शमसद् द्विपदे चतुष्पदे विश्वं पुष्टं ग्रामे अस्मिन्ननातुरम् ॥**

**શબ્દાર્થઃ**-બલવાન્, જટાજૂટવાળા [ને] શૂરોનો વિનાશ કરનારા રુદ્રને આ બુદ્ધિઓ સમર્પણ કરીએ છીએ. જેવી રીતે બે પગવાળાને [ને] ચાર પગવાળાને સુખ થાય, [અને] આ ગામમાં સર્વ પુષ્ટ [ને] ઉપદ્રવરહિત [થાય.] ૪૮

**વિવેચનઃ**—મહાબલવાળા, જટાજૂટને ધારણ કરનારા, ને અમારા શૂર શત્રુઓનો શીઘ્ર વિનાશ કરનારા રુદ્રને અમે અમારી બુદ્ધિઓ સમર્પણ કરી તેમનું ભક્તિપૂર્વક ધ્યાન કરીએ છીએ. આવા ધ્યાનવડે તેઓશ્રી પ્રસન્ન થઇને જેવી રીતે અમારા પુત્રાદિ મનુષ્યોને ને અમારાં ગાય આદિ પશુઓને સુખ થાય એમ વ્યવસ્થા કરવા કૃપા કરે, અને અમારા આ નિવાસસ્થાનમાં સર્વ પ્રાણીઓ સમૃદ્ધિવાળાં ને રોગાદિ ઉપદ્રવથી રહિત થાય એમ વ્યવસ્થા કરવા કૃપા કરે. ૪૮

**या ते रुद्र शिवा तनूः शिवा विश्वाहा भेषजी ।**
**शिवा रुतस्य भेषजी तया नो मृड जीवसे ॥ ४९ ॥**

**શબ્દાર્થઃ—હે રુદ્ર ! આપનું જે કલ્યાણરૂપ, સર્વદા કલ્યાણ કરનાર ઔષધરૂપ, [ને] રોગના યથાર્થ ઔષધરૂપ શરીર [છે] તેવડે અમને જીવવાને સુખી કરો. ૪૯**

**વિવેચનઃ**—હે પરમપૂજ્ય શિવ ! ભકતોનું કલ્યાણ કરનારું હોવાથી કલ્યાણરૂપ, સર્વદા સંસારરૂપ વ્યાધિને નિવૃત્ત કરનારા ઔષધ-

રૂપ, અને શરીરના રોગોને નિવૃત્ત કરનારા ઔષધરૂપ આપનું જે શરીર છે તે શરીરવડે અમને દીર્ઘકાલ જીવવાને ભાગ્યશાલી કરો. ૪૯

**परि॑ णो रु॒द्रस्य॑ हे॒तिर्वृ॑णक्तु॒ परि॑ त्वे॒षस्य॑ दुर्म॒तिर॑घा॒योः ।**
**अव॑ स्थि॒रा म॒घव॑द्भ्यस्तनुष्व॒ मीढ्व॑स्तो॒काय॒ तन॑याय मृड ॥५०॥**

**શબ્દાર્થઃ—રુદ્રનું આયુધ અમારો સર્વભણીથી ત્યાગ કરો. ક્રોધયુક્ત થયેલા [ને] પ્રહાર કરવા ઇચ્છનારાની ઉગ્રબુદ્ધિ [અમારો] સર્વભણીથી [ત્યાગ કરો.] હે ઇચ્છિતની સર્વભણીથી વૃષ્ટિ કરનારા! દૃઢોને (દૃઢ ધનુષોને) [આપ] યજમાનોને માટે પ્રત્યંચારહિત કરો. [વળી] પુત્રને [તથા] પૌત્રને સુખી કરો. ૫૦**

**વિવેચનઃ**—પરમકૃપાલુ રુદ્રનું ધનુષ્રૂપ આયુધ અમારો સર્વભણીથી ત્યાગ કરો, અર્થાત્ અમારું કદીપણ હનન ન કરો. ક્રોધયુક્ત થયેલા ને પ્રહાર કરવા ઇચ્છનારા રુદ્રની ઉગ્રબુદ્ધિ અમારો સર્વભણીથી ત્યાગ કરો. હે અનન્યભક્તોપ્રતિ ઇચ્છિત વસ્તુઓની સર્વભણીથી વૃષ્ટિ કરનારા રુદ્ર ! આપનાં દૃઢ ધનુષોને આપ આપના યજમાનોના (આપને હવિષ્ અર્પણ કરનારાઓના) ભયની નિવૃત્તિ કરવામાટે પ્રત્યંચારહિત કરો. વળી હે પૂજ્ય રુદ્ર ! આપ અમારા પુત્રને તથા પૌત્રને સર્વ પ્રકારે સુખી કરો. ૫૦

**मीढु॑ष्टम॒ शिव॑तम शि॒वो नः॑ सु॒मना॑ भव ।**
**प॒र॒मे वृ॒क्ष आयु॑धं नि॒धाय॒ कृत्तिं॒ वसा॑न॒ आच॑र॒ पिना॑कं॒ बिभ्र॒दाग॑हि ॥ ५१ ॥**

**શબ્દાર્થ:—**હે ઇચ્છિતની અતિવૃષ્ટિ કરનારા ! હે અત્યંત કલ્યાણ કરનારા ! અમારા પ્રતિ શાંત [ને] હર્ષયુક્ત ચિત્તવાળા થાઓ. ઉંચા વૃક્ષપર આયુધને રાખીને ચર્મ ધારણ કરતા [છતા] પધારો, પિનાક ધારણ કરતા [ છતા ] પધારો. ૫૧

**વિવેચન:—**હે પોતાના અનન્યભક્તોપ્રતિ ઇચ્છિત પદાર્થોની અત્યંત વૃષ્ટિ કરનારા પૂજ્ય રુદ્ર ! હે અત્યંત કલ્યાણ કરનારા કૃપાલુ શિવ ! અમારા જેવા દીનજનોપ્રતિ આપ શાંતસ્વભાવવાળા ને હર્ષયુક્ત ચિત્તવાળા પ્રતીત થાઓ. વડ આદિ ઉંચા વૃક્ષપર આપનાં ત્રિશૂલાદિ આયુધને રાખીને વાઘનું ચામડું પહેરી આપ અમારી પાસે પધારો. પ્રત્યંચારહિત તથા બાણોરહિત પિનાકનામના ધનુષ્યને માત્ર શોભામાટે ધારણ કરીને આપ અમારી પાસે પધારવાની કૃપા કરો. ૫૧

**विकि॑रिद्र विलो॑हित नम॑स्ते अस्तु भगवः ।**
**यास्ते॑ सहस्रं॑ हेतयोऽन्यम॒स्मन्निव॑पन्तु ताः ॥ ५२ ॥**

**શબ્દાર્થ:—**હે વિવિધ ઉપદ્રવનો નાશ કરનારા ! હે શુદ્ધસ્વરૂપ ! હે ભગવન્ ! આપને નમસ્કાર હો. આપનાં જે હજારો આયુધો [છે] તે અમારાથી ભિન્નને હણો. ૫૨

**વિવેચન:—**હે નાનાપ્રકારના ઉપદ્રવોનો વિનાશ કરનારા ! હે શુદ્ધસ્વરૂપ ! હે ભગવન્ ! આપશ્રીને અમારા પ્રેમપૂર્વક પ્રણામ હો. હે પૂજ્ય રુદ્ર ! આપનાં જે અસંખ્ય આયુધો છે તે આયુધો અમારાથી ભિન્ન જે અમારા શત્રુઓ છે તેમનું હનન કરો. ૫૨

सहस्राणि सहस्रशो बाह्वोस्तवं हेतयः ।
तासामीशानो भगवः पराचीना मुखा कृधि ॥ ५३ ॥

**શબ્દાર્થઃ**—હે ભગવન્ ! [આપ જગત્‌ના ] સ્વામી [છો.] આપના [ બે ] હાથમાં [ જે] હજારો પ્રકારનાં હજારો આયુધો [છે] તેમનાં ફૂળાં [ આપ અમારાથી ] પરાઙ્મુખ કરો. ૫૩

**વિવેચનઃ**—હે ભગવન્ ! આપ આ સમગ્ર જગત્‌ના નિયંતા છો. આપશ્રીના બંને હાથોમાં જે હજારો પ્રકારનાં ધનુષ્, ખડ્ગ, ત્રિશૂલ ને સાંગ આદિ હજારો આયુધો છે તે સર્વના અગ્રભાગોને અમારા કલ્પિત ભયને નિવૃત્ત કરવામાટે આપશ્રી અમારાથી ઊલટી બાજુએ કરો. ૫૩

असंख्याता सहस्राणि ये रुद्रा अधि भूम्याम् ।
तेषाᳪ सहस्रयोजनेऽव धन्वानि तन्मसि ॥ ५४ ॥

**શબ્દાર્થઃ**—જે અસંખ્યાત સહસ્રો રુદ્રો પૃથિવીની ઉપર [ રહેલા છે ] તેમનાં ધનુષોને સહસ્ર યોજન દૂર ફેંકીએ છીએ. ૫૪

**વિવેચનઃ**—જે અસંખ્ય સહસ્રો રુદ્રો આ પૃથિવીની ઉપર રહેલા છે તે રુદ્રોનાં ધનુષોને અમે અમારા ભયની નિવૃત્તિને માટે પ્રત્યંચારહિત કરીને અમારાથી સહસ્ર યોજન દૂર ફેંકી દઇએ છીએ, અર્થાત્ તેઓશ્રીની અકૃપાના હેતુઓને તેઓશ્રીની અમોઘ કૃપા મેળવવામાટે અમે અમારાથી ઘણે દૂર ફેંકી દઇએ છીએ. ૫૪

**अस्मिन्महत्यर्णवेऽन्तरिक्षे भवा अधि ।**
**तेषांꣳ सहस्रयोजनेऽव धन्वानि तन्मसि ॥ ५५ ॥**

**શબ્દાર્થ:—આ વિશાલ વાદળાંના આધારવાળા અંતરિક્ષને આશરે [ જે ] રુદ્રો [ રહેલા છે ] તેમનાં ધનુષોને સહસ્ર યોજન દૂર ફેંકીએ છીએ. ૫૫**

**વિવેચન:**—આ વિશાલ વાદળાંઓના આધારપણાવડે પ્રતીત થતા જલવાળા અંતરિક્ષને આશરે જે અસંખ્ય રુદ્રો રહેલા છે તે સર્વ રુદ્રોનાં ધનુષોને અમે અમારા ભયની નિવૃત્તિમાટે પ્રત્યંચાથી રહિત કરીને અમારાથી સહસ્ર યોજન દૂર ફેંકી દઇએ છીએ. ૫૫

**नीलग्रीवाः शितिकंठा दिवꣳ रुद्रा उपश्रिताः ।**
**तेषांꣳ सहस्रयोजनेऽव धन्वानि तन्मसि ॥ ५६ ॥**

**શબ્દાર્થ:—નીલરંગની ડોકવાળા [ને] ધોળા કંઠવાળા [જે] રુદ્રો સ્વર્ગમાં રહેલા [છે] તેમનાં ધનુષોને સહસ્ર યોજન દૂર ફેંકીએ છીએ. ૫૬**

**વિવેચન:**—જેમની ડોકનો કેટલોક ભાગ સમુદ્રમથનવેલા કરેલા વિષપાનને લીધે નીલરંગવાળો થયો છે, ને જેમની ડોકનો બીજો ભાગ ધોળા રંગવાળો પ્રતીત થાય છે, એવા જે રુદ્રો સ્વર્ગલોકમાં રહેલા છે તે સર્વ રુદ્રોનાં ધનુષોને અમે અમારા ભયની નિવૃત્તિમાટે પ્રત્યંચા ઉતારી નાંખીને અમારાથી હજારો યોજન દૂર ફેંકી દઇએ છીએ. ૫૬

**नीलग्रीवाः शितिकंठाः शर्वा अधः क्षमाचराः ।**
**तेषांꣳ सहस्रयोजनेऽव धन्वानि तन्मसि ॥ ५७ ॥**

**શબ્દાર્થ:—નીલગ્રીવ [ને] શ્વેતકંઠ [જે] રુદ્રો ભૂમિની નીચે રહેલા [ છે ] તેમનાં ધનુષોને સહસ્ર યોજન દૂર ફેંકીએ છીએ. ૫૭**

**વિવેચન:**—જેમની ડોકનો થોડો ભાગ નીલરંગવાળો છે, તથા જેમની ડોકનો બાકીનો ભાગ ધોળા રંગનો છે એવા જે **રુદ્રો** આ ભૂમિની નીચેના ભાગમાં એટલે પાતાલમાં રહેલા છે તે સર્વ **રુદ્રો**નાં ધનુષોને અમારા ત્રાસને દૂર કરવામાટે તેમની પ્રત્યંચાઓ ઊતારી નાંખીને અમારાથી સહસ્ર યોજન દૂર નાંખી દઇએ છીએ. ૫૭

**ये वृक्षेषु शष्पिञ्जरा नीलग्रीवा विलोहिताः ।**
**तेषाᳬ सहस्रयोजनेऽव धन्वानि तन्मसि ॥ ५८ ॥**

**શબ્દાર્થ:**—જે બાલતૃણજેવા, **નીલકંઠ [ને] તેજોમય [ રુદ્રો ] વૃક્ષોમાં [ રહેલા છે ] તેમનાં ધનુષોને સહસ્ર યોજન દૂર ફેંકીએ છીએ. ૫૮**

**વિવેચન:**—જે ઊગતા ઘાસના જેવા લીલા રંગના શરીરવાળા **રુદ્રો**, જે નીલરંગની ડોકવાળા **રુદ્રો**, અને જે લોહી આદિ અપવિત્ર ધાતુઓથી રહિત તેજોમય શરીરવાળા **રુદ્રો** પીપળા આદિ વૃક્ષોમાં રહેલા છે તે **રુદ્રો**નાં ધનુષોને પ્રત્યંચા ઊતારી નાંખીને અમે અમારાથી સહસ્ર યોજન દૂર ફેંકી દઇએ છીએ. ૫૮

**ये भूतानामधिपतयो विशिखासः कपर्दिनः ।**
**तेषाᳬ सहस्रयोजनेऽव धन्वानि तन्मसि ॥ ५९ ॥**

**શબ્દાર્થ:**--જે ભૂતોના અધિપતિઓ કેશરહિત [વા] જટાજૂટવાળા [છે] તેમનાં ધનુષોને [અમે] સહસ્ર યોજન દૂર ફેંકી દઈએ છીએ. ૫૯

**વિવેચન:**—જે અંતર્હિત શરીરવાળા હોઇને મલિન અંતઃકરણવાળા ને મલિન શરીરવાળા મનુષ્યોને ઉપદ્રવ કરનારા તામસ દેવો હોય છે તે ભૂતો કહેવાય છે. તે ભૂતોના અધિપતિ જે રુદ્રો છે તેમાં કેટલાક રુદ્રો કેશરહિત મસ્તકવાળા છે, ને કેટલાક રુદ્રો જટાજૂટવાળા છે. તે સર્વ રુદ્રોનાં ધનુષોને પ્રત્યંચારહિત કરીને અમે અમારાથી સહસ્ર યોજન દૂર ફેંકી દઇએ છીએ. ૫૯

ये पथां पथिरक्षय ऐलबृदा आयुर्युधः ।
तेषाᳬं सहस्रयोजनेऽव धन्वानि तन्मसि ॥ ६० ॥

**શબ્દાર્થ:**—જે માર્ગોના [અધિપતિ,] માર્ગોના રક્ષક, અન્નવડે [પ્રાણીઓના] પોષક, [ને] જીવનવડે યુદ્ધ કરનારા [રુદ્રો છે] તેઓનાં ધનુષોને [અમે] સહસ્ર યોજન દૂર ફેંકી દઈએ છીએ. ૬૦

**વિવેચન:**—જે રુદ્રો લૌકિકવૈદિક માર્ગોના પાલક, અન્ય માર્ગોનું પણ રક્ષણ કરનારા, યોગ્ય અન્નવડે સર્વ પ્રાણીઓનું પોષણ કરનારા, અને પોતાનું જીવન અર્પણ કરીને પણ પાપીઓની સાથે યુદ્ધ કરનારા છે તે સર્વ રુદ્રોનાં ધનુષોને અમે તેમની પણછો ઊતારી નાંખીને હજાર યોજન છેટે ફેંકી દઇએ છીએ. **पथिरक्षय** ને સ્થાને **पथिरक्षक** એવો પાઠ પણ છે. ૬૦

**ये तीर्थानि प्रचरन्ति सृकाहस्ता निषंगिणः ।**
**तेषांं सहस्रयोजनेऽव धन्वानि तन्मसि ॥ ६१ ॥**

**શબ્દાર્થઃ**—જે [ રુદ્રો ] તીર્થોમાં વિચરે છે, [ અને જેમના ] હાથમાં આયુધો [ તથા ] ખડ્ગો [ છે ] તેમનાં ધનુષોને [ અમે ] સહસ્ર યોજન દૂર ફેંકી દઈએ છીએ. ૬૧

**વિવેચનઃ**— જે રુદ્રો પ્રયાગ તથા કાશી આદિ તીર્થોમાં વિચરે છે, અને જેમના હાથમાં ભયંકર ધનુષાદિ આયુધો તથા ખડ્ગો છે તે સર્વ રુદ્રોનાં ધનુષોને અમે તેની પણછો ઉતારીને હજારો યોજન દૂર ફેંકી દઇએ છીએ. ૬૧

**येऽन्नेषु विविध्यन्ति पात्रेषु पिबतो जनान् ।**
**तेषांं सहस्रयोजनेऽव धन्वानि तन्मसि ॥ ६२ ॥**

**શબ્દાર્થઃ**—જેઓ અન્નોમાં [ રહીને ] મનુષ્યોને પીડા કરે છે, [ તથા ] પાત્રોમાં [ રહીને ] પીનારાઓને [ પીડા કરે છે, ] તેમનાં ધનુષોને [ અમે ] હજાર યોજન દૂર ફેંકી દઈએ છીએ. ૬૨

**વિવેચનઃ**—જે રુદ્રો ખાવાયોગ્ય અન્નોમાં અદશ્યરીતે રહીને અયોગ્યરીતે તે અન્ન ખાનારાઓના ધાતુઓમાં વિષમપણું કરીને રોગોને ઉપજાવી તે મનુષ્યોને પીડા કરે છે, તથા જે રુદ્રો પાત્રમાં રહેલા દૂધ ને પાણી આદિમાં અદશ્યરીતે રહીને અયોગ્યરીતે દૂધ તથા પાણી પીનારા મનુષ્યોને રોગો ઉપજાવી પીડા કરે છે, તે રુદ્રોનાં ધનુષોને

તેની પણછો ઊતારીને અમે અમારા ભયરહિતપણામાટે અમારાથી હજારો યોજન દૂર ફેંકી દઇએ છીએ. ૬૨

**य एतावन्तश्च भूयांश्सश्च दिशो रुद्रा वितस्थिरे ।**
**तेषाꣳ सहस्रयोजनेऽव धन्वानि तन्मसि ॥ ६३ ॥**

**શબ્દાર્થઃ—જે આટલા ને વધારે રુદ્રો દિશાઓમાં વ્યાપીને રહેલા છે તેમનાં ધનુષોને [ અમે ] સહસ્ર યોજન દૂર ફેંકી દઇએ છીએ. ૬૩**

**વિવેચનઃ**—જે આટલા પ્રમાણવાળા રુદ્રો છે, અને બીજા જે ઘણા વધારે રુદ્રો દશે દિશાઓમાં વ્યાપીને રહ્યા છે તે સર્વ રુદ્રોનાં ધનુષોને તેની પણછો ઊતારીને અમે અમારાથી સહસ્ર યોજન દૂર ફેંકી દઇએ છીએ. આવી જાતના સર્વ મંત્રોમાં આવો ઉપદેશ છેઃ—આ વિશ્વમાં મનુષ્યને પ્રતિકૂલતાઓ ઉપજાવનારા હજારો હેતુઓ વિદ્યમાન છે, માટે બહુ સાવધાનતા ને બહુ ધૈર્ય રાખીને તે હેતુઓને તથા તેના કારણરૂપ **શ્રીરુદ્ર**ની અકૃપાને સુખેચ્છુએ પોતાનાથી ઘણામાં ઘણાં દૂર રાખવાનાં છે. ૬૩

**नमोऽस्तु रुद्रेभ्यो ये दिवि येषां वर्षमिषवः । तेभ्यो दश प्राचीर्दश दक्षिणा दश प्रतीचीर्दशोदीचीर्दशोर्ध्वाः । तेभ्यो नमो अस्तु ते नोऽवन्तु ते नो मृडयन्तु ते यं द्विष्मो यश्च नो द्वेष्टि तमेषां जम्भे दध्मः ॥ ६४ ॥**

**શબ્દાર્થઃ—જે [ રુદ્રો ] સ્વર્ગમાં [ છે, ને ] જેમનાં** વૃષ્ટિ [ એ ] બાણો [ છે તે ] **રુદ્રોને નમસ્કાર હો. તેઓને**

**દશ પૂર્વભણી, દશ દક્ષિણભણી, દશ પશ્ચિમભણી, દશ ઉત્તરભણી [ને] દશ ઉપર. તેમને નમસ્કાર હો. તેઓ અમારું રક્ષણ કરો. તેઓ અમને સુખી કરો. તેઓ જેનો [દ્વેષ કરે છે, ને અમે જેનો] દ્વેષ કરીએ છીએ, અને જે અમારો દ્વેષ કરે છે, તેને તેમની [ભયંકર] દાઢોમાં સ્થાપીએ છીએ. ૬૪**

**વિવેચન:**—સ્વર્ગલોકમાં જે રુદ્રો રહે છે, ને જે રુદ્રોનાં જલની વૃષ્ટિ એજ બાણો છે, તેથી અતિવૃષ્ટિ આદિવડે જેઓ પાપી પ્રાણીઓને હણે છે, તે રુદ્રોને મારા પ્રણામ હો. તે રુદ્રોને હું દશ આંગળીઓ પૂર્વભણી કરું છું, અર્થાત્ તે રુદ્રોને હું બે હાથ જોડીને બહુમાનપૂર્વક પૂર્વભણી નમન કરું છું, દશ આંગળીઓ દક્ષિણભણી કરું છું, દશ આંગળીઓ પશ્ચિમભણી કરું છું, દશ આંગળીઓ ઉત્તરભણી કરું છું, અને દશ આંગળીઓ ઊર્ધ્વભણી કરું છું. તે સર્વ રુદ્રોને મારા પ્રેમપૂર્વક પ્રણામ હો. તે રુદ્રો અમારા અંતરબહારના શત્રુઓથી અમારું રક્ષણ કરો. તે રુદ્રો અમને અનુકૂલ સામગ્રી આપીને અમને સુખી કરો. વળી તે રુદ્રો જે પાપીઓનો દ્વેષ કરે છે, ને જે પાપીઓનો અથવા દુષ્ટ મનોવિકારોનો અમે દ્વેષ કરીએ છીએ, અને જે પાપીઓ અથવા દુષ્ટ મનોવિકારો અમારો દ્વેષ કરે છે, તે પાપીઓને અથવા મનોવિકારોને અમે તે રુદ્રોના ભયંકર દાઢોવાળા મુખમાં સ્થાપન કરીએ છીએ. તેમનું તે રુદ્રો ભક્ષણ કરો, તેમનો વિનાશ કરો, ને અમારું રક્ષણ કરો. ૬૪

**नमोऽस्तु रुद्रेभ्यो येऽन्तरिक्षे येषां वात इषवः । तेभ्यो**

दश प्राचीर्दश दक्षिणा दश प्रतीचीर्दशोदीचीर्दशोर्ध्वाः। तेभ्यो नमो अस्तु ते नोऽवन्तु ते नो मृडयन्तु ते यं द्विष्मो यश्च नो द्वेष्टि तमेषां जम्भे दध्मः ॥ ६५ ॥

**શબ્દાર્થઃ**—જે [ રુદ્રો ] અંતરિક્ષમાં [ રહેલા છે, ને ] જેમનાં વાયુ બાણો [ છે, તે ] રુદ્રોને [ મારા ] નમસ્કાર હો. તેઓને દશ પૂર્વભણી, દશ દક્ષિણભણી, દશ પશ્ચિમ-ભણી, દશ ઉત્તરભણી [ને] દશ ઊર્ધ્વભણી. તેમને નમસ્કાર હો. તેઓ અમારું રક્ષણ કરો. તેઓ અમને સુખી કરો. તેઓ જેનો [ દ્વેષ કરે છે, ને અમે જેનો ] દ્વેષ કરીએ છીએ, અને જે અમારો દ્વેષ કરે છે, તેને તેમની [ભયંકર] દાઢોમાં સ્થાપીએ છીએ. ૬૫

**વિવેચનઃ**—જે રુદ્રો અંતરિક્ષલોકમાં રહેલા છે, ને જે રુદ્રોનાં વાયુ એ બાણો છે, તેથી નઠારા વાયુવડે અન્નનો વિનાશ કરીને અથવા વાયુરોગ ઉપજાવીને જેઓ પાપી મનુષ્યોને હણે છે, તે અંત-રિક્ષલોકમાં રહેનારા રુદ્રોને મારા પ્રણામ હો. તે રુદ્રોને હું બે હાથ જોડી પૂર્વભણી પ્રણામ કરું છું, બે હાથ જોડી દક્ષિણભણી પ્રણામ કરું છું, બે હાથ જોડી પશ્ચિમભણી પ્રણામ કરું છું, બે હાથ જોડી ઉત્તરભણી પ્રણામ કરું છું, ને બે હાથ જોડી ઊર્ધ્વભણી પ્રણામ કરું છું. તે રુદ્રોને મારા બહુમાનપૂર્વક પ્રણામ હો. તે રુદ્રો અમારું બહારના ને અંતરના શત્રુ આદિથી રક્ષણ કરો. તે રુદ્રો અમને અનુકૂલ સામગ્રી આપીને સુખી કરો. તે રુદ્રો જે પાપીઓનો દ્વેષ કરે છે, ને જે

પાપીઓનો અમે દ્વેષ કરીએ છીએ, અને જે પાપીઓ અમારો દ્વેષ કરે છે, તેમને અમે તે રુદ્રોના ભયંકર દાઢોવાળા મુખમાં સ્થાપન કરીએ છીએ. ૬૫

**नमोऽस्तु रुद्रेभ्यो ये पृथिव्यां येषामन्नमिषवः । तेभ्यो दश प्राचीर्दश दक्षिणा दश प्रतीचीर्दशोदीचीर्दशोर्ध्वाः । तेभ्यो नमो अस्तु ते नोऽवन्तु ते नो मृडयन्तु ते यं द्विष्मो यश्च नो द्वेष्टि तमेषां जम्भे दध्मः ॥ ६६ ॥**

**इति माध्यन्दिनीयायां वाजसनेयिसंहितायां षोडशोऽध्यायः १६॥**

**શબ્દાર્થ:**—જે [રુદ્રો] પૃથિવીમાં [ રહ્યા છે, ને ] જેમનાં અન્ન બાણો [ છે, તે ] રુદ્રોને નમસ્કાર હો. તેઓને દશ પૂર્વભણી, દશ દક્ષિણભણી, દશ પશ્ચિમભણી, દશ ઉત્તરભણી [ને] દશ ઊર્ધ્વભણી. તેઓને નમસ્કાર હો. તેઓ અમારું રક્ષણ કરો. તેઓ અમને સુખી કરો. તેઓ જેનો [ દ્વેષ કરે છે, ને અમે જેનો ] દ્વેષ કરીએ છીએ, અને જે અમારો દ્વેષ કરે છે, તેને તેમની [ભયંકર] દાઢોમાં સ્થાપીએ છીએ. ૬૬

**વિવેચન:**—જે રુદ્રો આ પૃથ્વીપર રહ્યા છે, ને જે રુદ્રોનાં લોકપ્રસિદ્ધ અન્ન બાણો છે, તેથી (અન્નરૂપ બાણથી—અન્નના અવિવેકયુક્ત ભક્ષણથી ) ધાતુના વિષમપણાવડે રોગાદિ ઉપજાવી જે પ્રમાદી મનુષ્યોને હણે છે, તે પૃથિવીપર રહેનારા રુદ્રોને મારા પ્રીતિપૂર્વક પ્રણામ હો. તે રુદ્રોને હું બે હાથ જોડી પૂર્વભણી પ્રણામ કરું છું, બે હાથ જોડીને દક્ષિણભણી પ્રણામ કરું છું, બે હાથ જોડીને પશ્ચિમભણી

પ્રણામ કરું છું, બે હાથ જોડીને ઉત્તરભણી પ્રણામ કરું છું, ને બે હાથ જોડીને ઊર્ધ્વભણી પ્રણામ કરું છું. તે રુદ્રોને મારા બહુમાનપૂર્વક પ્રણામ હો. તે રુદ્રો અમારું બહારના ને અંતરના શત્રુ આદિથી રક્ષણ કરો. તે રુદ્રો અમને અનુકૂલ સામગ્રી આપીને સુખી કરો. તે રુદ્રો જે પાપીઓનો દ્વેષ કરે છે, ને જે પાપીઓનો અમે દ્વેષ કરીએ છીએ, અને જે પાપીઓ અમારો દ્વેષ કરે છે તેમને અમે તે રુદ્રોના ભયંકર દાઢોવાળા મુખમાં સ્થાપન કરીએ છીએ. આ ત્રણ મંત્રોવડે સર્વ પ્રકારના નઠારા વિચારોનો અને સર્વ પ્રકારની નઠારી પ્રવૃત્તિઓનો પરમાત્મરૂપ અગ્નિમાં હોમ કરી દેવાનો પ્રધાનપણે ઉપદેશ છે. ૬૬

**ઇતિ શ્રીમાધ્યંદિનીય વાજસનેયિસંહિતાના સોળમા અધ્યાયરૂપ શ્રીરુદ્રસૂક્તની તાત્પર્યબોધિનીનામની શ્રીનાથશર્મકૃત ગુજરાતીભાષાની ટીકા પૂરી થઈ. ૧**



ॐ

# ॥ श्रीपुरुषसूक्त ॥

## શ્રીનાથશર્મેકૃત તાત્પર્યબોધિનીટીકાસહિત

---

### મંગલ

#### દોહરો

પુરુષરૂપ ઈશ્વરતણા, જ્ઞાને દ્વૈત વિલાય;
અદ્વૈત એક પ્રતીત થઈ, ત્યાં નિત્ય સ્થિર થવાય. ૧

પુરુષનું–ઈશ્વરના સ્થૂલશરીરના અભિમાનિરૂપ વિરાડ્ભગવાનનું–જે કંડિકાઓમાં–વેદમંત્રોમાં–સારી રીતે વર્ણન કરેલું છે તે પુરુષસૂક્ત કહેવાય છે. આ પુરુષસૂક્તની એક એક કંડિકાવડે શ્રીહરિહરની પ્રતિમાનું વા શ્રીસદ્ગુરુનું કે તેઓશ્રીની પ્રતિમાનું એક એક ઉપચાર અર્પણ કરી પૂજન કરવામાં આવે છે. આમ જો શ્રદ્ધાપ્રીતિથી કરવામાં આવે તો રોગ, દારિદ્ર્ય ને બુદ્ધિની મંદતા ઇત્યાદિ દોષો દૂર થાય છે. જો અર્થના ને તાત્પર્યના જ્ઞાનસહિત આ પુરુષસૂક્ત વિચારવામાં આવે, અને વિવેકાદિ સાધનો પ્રાપ્ત કરવામાં આવે તો તેથી જિજ્ઞાસુ મનુષ્ય બ્રહ્મજ્ઞાનદ્વારા મોક્ષ મેળવી શકે છે.

**ॐ. આ પુરુષસૂક્ત શુક્લયજુર્વેદની માધ્યંદિનીયશાખાના ૩૧ મા અધ્યાયરૂપ મે અષ્ટાધ્યાયી રુદ્રિયના બીજા અધ્યાયરૂપ છે. આ અધ્યાયમાં વિશેષે વિરાડ્રૂપ પુરુષની**

સ્તુતિ હોવાથી આ અધ્યાયનું નામ પુરુષસૂક્ત રાખવામાં આવ્યું છે. આ પુરુષસૂક્તમાં ૨૨ કંડિકાઓ ( મંત્રો ) છે, ને તેમાં વિરાડ્ભગવાનની સ્તુતિ ઈત્યાદિ છે. તેની પ્રથમ કંડિકા નીચે પ્રમાણે છે:—

**हरिः । ॐ ॥ सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात् ।
स भूमिꣳ सर्वतः स्पृत्वात्यतिष्ठद् दशाङ्गुलम् ॥१॥**

**શબ્દાર્થ:**—[ વિરાડ્રૂપ ] **પુરુષ સહસ્ર મસ્તકોવાળા, સહસ્ર નેત્રોવાળા [ને] સહસ્ર ચરણોવાળા [છે.] તે ભૂમિને સર્વભણીથી વ્યાપીને દશ આંગળ [તેથી] બહાર રહેલા છે. ૧**

**વિવેચન:**—માયાવિશિષ્ટ ચેતન ઈશ્વર કહેવાય છે. તે ઈશ્વરનું જે આ વિશ્વરૂપ સ્થૂલશરીર છે તેના અભિમાની ભગવાન્ **વિરાટ્** વા **વિરાજ** કહેવાય છે. આ વિરાટ્ સર્વ સ્થૂલપ્રપંચરૂપ પુરમાં રહેનારા હોવાથી પુરુષ કહેવાય છે. અહીં સહસ્રશબ્દ અસંખ્યનો વાચક છે. અસંખ્ય પ્રાણીઓનાં માથાં વિરાડ્ભગવાનના પોતાના શરીરમાંજ રહેલાં હોવાથી આ વિરાડ્રૂપ પુરુષ અસંખ્ય મસ્તકોવાળા, તેવીજ રીતે તે અસંખ્ય નેત્રોવાળા, અર્થાત્ અસંખ્ય જ્ઞાનેંદ્રિયોવાળા, ને તે અસંખ્ય ચરણોવાળા અર્થાત્ અસંખ્ય કર્મેંદ્રિયોવાળા છે. તે પુરુષ પ્રતીત થતા આ સ્થૂલ બ્રહ્માંડને સર્વભણીથી વ્યાપીને તેનાથી બહાર પણ દશ આંગળ એટલે ઘણા પ્રદેશમાં–પંચીકૃત પાંચ ભૂતોનાં પરમાણુઓ જે આ સ્થૂલ બ્રહ્માંડનાં પોષક છે તેઓમાં–પણ રહેલા છે, અથવા નાભિથી ઉપર દશ આંગળ એટલે હૃદયકમલમાં રહેલા છે. ૧

पुरुष एवेदꣳ सर्वं यद् भूतं यच्च भाव्यम् ।
उतामृतत्वस्येशानो यदन्नेनातिरोहति ॥ २ ॥

**શબ્દાર્થ:**—[ જે ] આ [વર્તમાન ને ] જે ભૂત અને જે ભવિષ્યમાં થવાનું [ તે ] સર્વ પુરુષજ [છે.] વળી [આ] અમૃતપણાના નિયામક [ ને ] જે અન્નવડે ઉપજે છે [તેના પણ નિયામક છે. ] ૨

**વિવેચન:**—વર્તમાનકાલમાં જે આ જગત્ આપણને પ્રતીત થાય છે, ભૂતકાલમાં જે જગત્ તે વેલાના મનુષ્યોને પ્રતીત થતું હતું, અને પ્રાણીઓનાં કર્મોને અનુસરીને જે જગત્ ભવિષ્યકાલમા તે સમયનાં પ્રાણીઓને પ્રતીત થશે, તે સર્વ જગત્ આ વિરાટ્રૂપ પુરુષમાંજ હોવાથી તે સર્વ પુરુષજ છે. વળી આ પુરુષ શાસ્ત્રોક્તકર્મ કરનારાને તથા ઉપાસકોને તેમના ચિત્તની શુદ્ધિદ્વારા ને એકાગ્રતાદ્વારા મોક્ષની પ્રાપ્તિમાં હેતુભૂત હોવાથી મોક્ષના નિયામક છે, અને બ્રહ્માથી માંડીને કીટપર્યંત જે સર્વ પ્રાણીઓ અન્નાદિના શુક્રશોણિતાદિરૂપ કાર્યવડે ઉપજે છે તે સર્વ પ્રાણીઓના પણ આ નિયામક છે. ૨

एतावानस्य महिमाऽतो ज्यायाँश्च पूरुषः ।
पादोऽस्य विश्वा भूतानि त्रिपादस्यामृतं दिवि ॥ ३ ॥

**શબ્દાર્થ:**—આનો આટલો મહિમા [છે,] ને આથી પુરુષ વધારે મોટા [છે.] આનો [એક] પાદ સર્વે ભૂતો [છે, અને] આના ત્રણ પાદો વિનાશરહિત સ્વપ્રકાશરૂપે [ સ્થિત છે. ] ૩

**વિવેચન:**—ભૂત, વર્તમાન અને ભવિષ્ય એ ત્રણ કાલની સાથે સંબંધવાળું જેટલું જગત્ છે તેટલું સર્વ જગત્ આ પુરુષની વિભૂતિ છે, તેમનું વાસ્તવિક સ્વરૂપ નથી. તેમનું વાસ્તવિક સ્વરૂપ જે બ્રહ્મ તે તો આ સર્વ જગતથી ઘણું વધારે વ્યાપક છે. હવે આ કથનને સ્પષ્ટ કરે છે. ત્રણે કાલમાં રહેનારાં સર્વે પ્રાણીઓ ને સર્વે જડ પદાર્થો આ બ્રહ્મરૂપ પુરુષના ચોથા ભાગના જેટલામાં રહેનારાં છે, અને આ પુરુષના બાકી રહેલા ત્રણ પાદજેટલું-ઘણું વધારે-સ્વરૂપ વિનાશરહિત સ્વપ્રકાશરૂપે સ્થિત છે. આ કથનનો ભાવ એવો છે કે સર્વ જગત્ બ્રહ્મરૂપ પુરુષના બહુજ અલ્પભાગમાં રહેલું છે. ૩

**त्रिपादूर्ध्व उदैत् पुरुषः पादोऽस्येहाभवत् पुनः ।**
**ततो विष्वङ् व्यक्रामत् साशनानशने अभि ॥ ४ ॥**

**શબ્દાર્થ:**—ત્રણ પાદવાળા પુરુષ ઉપર રહેલ [છે.] પુન: આનો [એક] પાદ અહીં થયો પછી ખાનારાં ને નહિ ખાનારાં સર્વમાં અનેકરૂપે [તે] વ્યાપીને રહેલા [છે.] ૪

**વિવેચન:**—જે આ ત્રણ પાદવાળા ને સંસારના સર્વ ધર્મોના સ્પર્શથી સર્વથા રહિત બ્રહ્મરૂપ પુરુષ છે તે આ પુરુષ આ સંસારના ગુણદોષોથી સ્પર્શ નહિ પામીને ત્રણ પાદવડે ઉત્કૃષ્ટપણે રહેલ છે. આ પુરુષનો એક કલ્પિત અંશ આ જગદ્રૂપ છે, જે ઉત્પત્તિનાશવડે પુન: પુન: અહીં પ્રતીત થાય છે. તે પુરુષ અંશવડે માયામાં આવી અન્નાદિ ભક્ષણ કરનારાં મનુષ્યાદિ અને અન્નાદિ નહિ ભક્ષણ કરનારાં પર્વતાદિ એ સર્વમાં અનેકરૂપે વ્યાપીને રહેલા છે. ૪

**ततो॑ वि॒राड॑जायत वि॒राजो॒ अधि॒ पूरु॑षः ।**
**स जा॒तो अत्य॑रिच्यत प॒श्चाद् भूमि॒मथो॑ पु॒रः ॥ ५ ॥**

**શબ્દાર્થ:**—તેથી બ્રહ્માંડ થયું. [ તેના ] ઉપર વિરાજ પુરુષ [ થયા. ] ઉપજેલા તે ભિન્ન થયા. પછી ભૂમિને તથા શરીરને [ રચ્યાં. ] ૫

**વિવેચન:**—તે આદિપુરુષરૂપ બ્રહ્મથી તેમની અઘટિત ઘટના કરવામાં પરમચતુર માયાવડે આ સમગ્ર બ્રહ્માંડરૂપ ઈશ્વરનું સ્થૂલ-શરીર થયું. પછી ઉપજેલા આ સ્થૂલશરીરને પોતાનું રહેવાનું સ્થાન માની તેમાં તેના અભિમાની વિરાજપુરુષ પ્રતીત થયા. પ્રતીત થયેલા તે વિરાજપુરુષ પછી જીવોનાં કર્મોપ્રમાણે દેવ ને મનુષ્ય આદિ રૂપે પૃથક્ પૃથક્ પ્રતીત થયા. પછી તેમણે ભોક્તાઓને માટે પૃથિવીને રચીને જીવોનાં નાનાપ્રકારનાં શરીરો તેમનાં કર્મપ્રમાણે રચ્યાં. ૫

**तस्मा॑द् य॒ज्ञात् स॑र्व॒हुतः॒ संभृ॑तं पृषदा॒ज्यम् ।**
**प॒शूँस्ताँश्च॑क्रे वाय॒व्या॒नार॒ण्या ग्रा॒म्याश्च॒ ये ॥ ६ ॥**

**શબ્દાર્થ:**—સર્વ જેમાં હોમાય છે એવા [પુરુષ] તે યજ્ઞથી દહીં ને ઘી સંપાદન કરતા હવા, [ તથા ] વાયુ દેવતાવાળાં જે અરણ્યનાં ને ગામનાં પશુઓ [છે] તેમને ઉત્પન્ન કરતા હવા. ૬

**વિવેચન:**—પ્રલયકાલે જેમાં સર્વ વસ્તુઓ લીન થાય છે એવા તે પુરુષ આ જગતને રચવાના સંકલ્પરૂપ યજ્ઞથી દહીં તથા ઘી આદિ ભોગ્ય પદાર્થોને ઉત્પન્ન કરવાનો વિચાર કરતા હવા. પછી તે પુરુષ

વાયુદેવતાવાળાં અરણ્યમાં રહેનારાં જે હરિણાદિ પશુઓ તથા ગામમાં રહેનારાં જે અશ્વાદિ ને ગાય આદિ પશુઓ છે તે પશુઓને ઉત્પન્ન કરતા હવા. ૬

**तस्मांद् यज्ञात् सर्वहुत ऋचः सामांनि जज्ञिरे ।**
**छन्दांꣳसि जज्ञिरे तस्माद् यजुस्तस्मांदजायत ॥ ७ ॥**

**શબ્દાર્થ:—સર્વહુત તે યજ્ઞથી ઋચાઓને [ તથા ] સામોને ઉત્પન્ન કરતા હવા. તેથી છંદોને ઉત્પન્ન કરતા હવા. તેથી યજુર્વેદ ઉત્પન્ન થતો હવો ૭**

**વિવેચન:**—પ્રલયકાલે જે પરમાત્મામાં સર્વ પદાર્થો વિલીન થાય છે તે પરમાત્મા તે–આ જગતને રચવાના સંકલ્પરૂપ–યજ્ઞથી ઋચાઓના સમૂહરૂપ **ઋગ્વેદને**, તથા સામોના સમૂહરૂપ **સામવેદને** ઉત્પન્ન કરતા હવા. તેઓ તે યજ્ઞથી ગાયત્રી આદિ છંદોને ઉત્પન્ન કરતા હવા. વળી તેઓના તે યજ્ઞથી આ **યજુર્વેદ** ઉત્પન્ન થતો હવો. ૭

**तस्मादश्वा अजायन्त ये के चोभयादतः ।**
**गावो ह जज्ञिरे तस्मात्तस्माज्जाता अजावयः ॥ ८ ॥**

**શબ્દાર્થ:—તેથી અશ્વો ઉત્પન્ન થયા, તથા જે કોઈ બંને ભાગપર દાંતવાળાં [ છે તે પણ ઉત્પન્ન થયાં.] પ્રસિદ્ધ તેથી ગાયો ઉપજી. તેથી બકરાંઓ ને ઘેટાંઓ [ઉપજ્યાં.] ૮**

**વિવેચન:**—તે પરમાત્માથી–તે પરમાત્માના સત્યસંકલ્પથી–વિશેષે ગામમાં રહેનારા અશ્વો તથા ગધેડાં ને ખચ્ચર આદિ જે કોઈ ઉપલ્યા ને નીચલ્યા દાંતવાળાં પશુઓ છે તે સર્વ પશુઓ

ઉપજ્યાં. પ્રસિદ્ધ તે પરમાત્માના સત્યસંકલ્પથી ગાયો ઉપજી. વળી તે પરમાત્માના સત્યસંકલ્પથી બકરાંઓ તથા ઘેટાંઓ ઉત્પન્ન થયાં. ૮

**तं यज्ञं बर्हिषि प्रौक्षन् पुरुषं जातमग्रतः ।**
**तेन देवा अयजन्त साध्या ऋषयश्च ये ॥ ९ ॥**

**શબ્દાર્થ:—પ્રથમ ઉપજેલા યજ્ઞના સાધનરૂપ તે પુરુષને માનસયજ્ઞમાં પ્રોક્ષણ કરતા હવા. તેવડે જે સાધ્ય-દેવો ને ઋષિઓ [તે] માનસયજ્ઞ કરતા હવા. ૯**

**વિવેચન:**—આ સૃષ્ટિની પૂર્વે ઉપજેલા ને માનસયજ્ઞના સાધન-રૂપ તે વિરાજ્પુરુષને યોગીઓ ને ઋષિઓ પોતપોતાના માનસયજ્ઞમાં પ્રેમરૂપ જલના પ્રોક્ષણાદિવડે સંસ્કારયુક્ત કરતા હવા, અર્થાત્ તેઓ પોતાનાં મનોને પવિત્ર ને બલવાન્ કરવામાટે તેમાં પ્રેમપૂર્વક જોડતા હવા. તે પુરુષરૂપ માનસયજ્ઞની સામગ્રીવડે જે પ્રજાપતિ આદિ સૃષ્ટિને રચનારા દેવો છે તે, તથા તેમને અનુસરનારા જે યોગીઓ ને જે વેદમંત્રના દ્રષ્ટા ઋષિઓ છે તે સર્વે, ઉત્તમ પ્રકારનો માનસયજ્ઞ કરતા હવા. ૯

**यत् पुरुषं व्यदधुः कतिधा व्यकल्पयन् ।**
**मुखं किमस्यासीत् किं बाहू किमूरू पादा उच्येते ॥१०॥**

**શબ્દાર્થ:—જ્યારે પુરુષને ઉત્પન્ન કર્યો [ ત્યારે ] કેટલે પ્રકારે કલ્પના કરતા હવા ? આનું મુખ કોણ હતો ? [બે] હાથ કોણ ? [બે] સાથળ કોણ ? [ને બે] પગો [ કોણ] કહેવાય છે ? ૧૦**

વિવેચનઃ—હવે પ્રશ્નોત્તરરૂપે બ્રાહ્મણાદિની ઉત્પત્તિને કહેવા-માટે આ મંત્રમાં વેદવાદીઓના કેટલાક પ્રશ્નો કહેવાય છે. તે પુરુષના ઉપાસક દેવાદિ જ્યારે (કાલે કરીને) તે પુરુષના સ્વરૂપનો નિર્ણય કરવાને સમર્થ થયા ત્યારે તેઓ તે પુરુષની કેટલા પ્રકારોવડે કલ્પના કરતા હવા ? આ પ્રતીત થયેલા પુરુષના મુખરૂપ કોણ હતો ? આના બે હાથોરૂપ કોણ હતો ? આનાં બે સાથળોરૂપ કોણ હતો ? અને આના બે પગોરૂપ કોણ હતો ? ૧૦

ब्राह्मणोऽस्य मुखमासीद् बाहू राजन्यः कृतः ।
ऊरू तदस्य यद्वैश्यः पद्भ्यां शूद्रो अजायत ॥११॥

**શબ્દાર્થઃ—આનું મુખ બ્રાહ્મણ હતો, ક્ષત્રિયને [બે] હાથરૂપ કર્યો, જે વૈશ્ય તે આના [બે] સાથળરૂપ, [ને બે] પગથી શૂદ્ર ઉત્પન્ન થયો. ૧૧**

વિવેચનઃ—ઉપરના મંત્રમાં પૂછેલા પ્રશ્નોનાં ઉત્તરો કહે છેઃ—આ પુરુષના મુખમાંથી વેદાદિનું અધ્યયન કરનાર તથા તેનું અધ્યયન કરાવનાર બ્રાહ્મણપણાવાળો ઉત્તમ પુરુષ ઉત્પન્ન થયો એમ કલ્પના કરી, તેમના બંને હાથોમાંથી પરાક્રમી ક્ષત્રિયજાતિવાળો પુરુષ ઉપજ્યો એમ કલ્પના કરી, તેમનાં બંને સાથળમાંથી દ્રવ્યાદિને ગુપ્ત રાખનાર વૈશ્યજાતિવાળો પુરુષ ઉત્પન્ન થયો એમ કલ્પના કરી, અને તેમનાં બે ચરણમાંથી પગવડે–સેવાવડે–જીવિકા ચલાવનાર શૂદ્રજાતિનો પુરુષ ઉત્પન્ન થયો એમ કલ્પના કરી. તે પુરુષમાં રહેલી વિદ્યા, બલ, સંપત્તિ ને સેવાને ગ્રહણ કરનાર આ બ્રાહ્મણાદિ ચાર વર્ણો તે પુરુષ-ની ઇચ્છાવડે ઉપજ્યા એમ આ મંત્રનું તાત્પર્ય જણાય છે. ૧૧

चन्द्रमा मनसो जातश्चक्षोः सूर्यो अजायत ।
श्रोत्राद् वायुश्च प्राणश्च मुखादग्निरजायत ॥ १२ ॥

**શબ્દાર્થઃ**—મનથી ચંદ્રમા ઉત્પન્ન થયો, નેત્રમાંથી સૂર્ય ઉત્પન્ન થયો, શ્રોત્રથી વાયુ ને પ્રાણ, અને મુખથી અગ્નિ ઉત્પન્ન થયો. ૧૨

**વિવેચન:**—તે પુરુષના શીતલ મનથી આ શીતલસ્વભાવવાળો ચંદ્રમા ઉત્પન્ન થયો, તેમનાં નેત્રોરૂપ પ્રકાશમય અગ્નિતત્ત્વમાંથી દાહ-પ્રકાશસ્વભાવવાળો સૂર્ય ઉત્પન્ન થયો, તેમના શ્રોત્રરૂપ આકાશતત્ત્વથી વાયુ ને પ્રાણ આ ઉત્પન્ન થયા, અને તેમના મુખથી અગ્નિના જેવો પ્રકાશક શબ્દસમૂહ ઉત્પન્ન થયો. ૧૨

नाभ्या आसीदन्तरिक्षं शीर्ष्णो द्यौः समवर्तत ।
पद्भ्यां भूमिर्दिशः श्रोत्रात्तथा लोकाँ २ अकल्पयन् ॥ १३ ॥

**શબ્દાર્થ:**—નાભિથી અંતરિક્ષ ઉત્પન્ન થયું, મસ્તકથી સ્વર્ગ ઉત્પન્ન થયું, [ અને ] ચરણોથી ભૂમિ [ ને ] શ્રોત્રમાંથી દિશાઓ [ ઉપજી. ] એવી રીતે લોકોને કલ્પતા હવા. ૧૩

**વિવેચન:**—તે પુરુષની નાભિરૂપ મધ્યભાગથી અંતરિક્ષલોક ઉત્પન્ન થયો, તેમના મસ્તકરૂપ ઉપરના ભાગથી સ્વર્ગ ઉત્પન્ન થયું, તેમનાં બે ચરણોરૂપ નીચેના ભાગથી પૃથિવી ઉપજી, અને તેમના શ્રોત્રરૂપ આકાશમાંથી દશ દિશાઓ ઉપજી. કહેલી રીતે તે લોકોની તે પુરુષમાં દેવાદિ કલ્પના કરતા હવા. ૧૩

**यत् पुरुषेण हविषा देवा यज्ञमतन्वत ।**
**वसन्तोऽस्यासीदाज्यं ग्रीष्म इध्मः शरद्धविः ॥ १४ ॥**

**શબ્દાર્થઃ—જ્યારે પુરુષરૂપ હવિષ્વડે દેવો યજ્ઞ કરતા હવા [ ત્યારે ] વસંત આનું ઘી થયો, ગ્રીષ્મ ઇંધન [ થયો, અને ] શરદ્ હવિષ્ [થયો.] ૧૪**

**વિવેચનઃ**—સૃષ્ટિની ઉત્પત્તિની પૂર્વે જ્યારે કાંઇ પણ બાહ્યદ્રવ્ય નહોતું ત્યારે દેવાદિ સૃષ્ટિની ઉત્પત્તિમાટે પુરુષને પોતાના મનવડે હવિષ્ કલ્પી તે પુરુષરૂપ હવિષ્વડે માનસયજ્ઞ કરતા હવા. ત્યારે તેમણે વસંતઋતુની વા સત્ત્વગુણની આ માનસયજ્ઞના ઘીરૂપે કલ્પના કરી, ગ્રીષ્મઋતુની વા રજોગુણની આ માનસયજ્ઞના ઇંધનરૂપે કલ્પના કરી, અને શરદ્ઋતુની વા તમોગુણની આ માનસયજ્ઞના પુરોડાશાદિરૂપે—હવિષ્રૂપે—કલ્પના કરી. ૧૪

**सप्तास्यासन् परिधयस्त्रिः सप्त समिधः कृताः ।**
**देवा यद्यज्ञं तन्वाना अबध्नन् पुरुषं पशुम् ॥ १५ ॥**

**શબ્દાર્થઃ—જ્યારે દેવો યજ્ઞ કરવા લાગ્યા [ત્યારે] પુરુષરૂપ યજ્ઞસાધનને બાંધતા હવા, સાત આના પ્રતિનિધિઓ હતા. ત્રણ સાતને સમિધો કરી. ૧૫**

**વિવેચનઃ**—જ્યારે તે દેવાદિ માનસયજ્ઞ કરવા લાગ્યા ત્યારે તેઓ તે પુરુષરૂપ યજ્ઞના સાધનને પોતાના અંતઃકરણની સાથે પ્રીતિપૂર્વક જોડતા હવા. ગાયત્રી આદિ સાત વૈદિક છંદોને વા પાંચ ભૂતોને ને ચિત્તને તથા અહંકારને આ માનસયજ્ઞના પ્રતિનિધિરૂપ કલ્પ્યા, અને બાર માસ, પાંચ ઋતુઓ, ત્રણ લોકો ને આદિત્ય આ

એકવીશને અથવા પાંચ પ્રાણો, પાંચ કર્મેંદ્રિયો, પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ તન્માત્રાઓ ને બુદ્ધિ આ એકવીશને આ માનસયજ્ઞની સમિધોરૂપ કલ્પ્યાં. ૧૫

**यज्ञेन यज्ञमयजन्त देवास्तानि धर्माणि प्रथमान्यासन् ।**
**ते ह नाकं महिमानः सचन्त यत्र पूर्वे साध्याः सन्ति देवाः ॥१६॥**

**શબ્દાર્થઃ—દેવો યજ્ઞવડે યજ્ઞનું યજન કરતા હવા. તે ધારણ કરનારાં મુખ્ય [ ભૂતો ] હતાં. જેમાં પ્રાચીન સાધ્યદેવો રહે છે, [ તે ] સ્વર્ગનેજ તે મહાત્માઓ પામે છે. ૧૬**

**વિવેચનઃ**—પૂર્વોક્ત દેવાદિ માનસયજ્ઞવડે વિરાજપુરુષરૂપ યજ્ઞનું પરમાદરપૂર્વક પ્રસન્નમને પૂજન–ઉપાસન–કરતા હવા. તે પૂજનથી–ઉપાસનથી–જગદ્રૂપ કાર્યને ધારણ કરનારાં પ્રસિદ્ધ આકાશાદિ સ્થૂલ પાંચ ભૂતો પ્રતીત થયાં. પછી સર્વ જગત્ પ્રતીત થયું. જે વિરાજભાવની પ્રાપ્તિરૂપ સ્વર્ગમાં વિરાજના પ્રાચીન ઉપાસકોરૂપ દેવાદિ રહે છે તે વિરાજભાવની પ્રાપ્તિરૂપ સ્વર્ગનેજ વિરાજને અભેદભાવે ઉપાસનારા મહાત્માઓ પામે છે. ૧૬

**अद्भ्यः संभृतः पृथिव्यै रसाच्च विश्वकर्मणः समवर्तताग्रे ।**
**तस्य त्वष्टा विदधद्रूपमेति तन्मर्त्यस्य देवत्वमाजानमग्रे ॥१७॥**

**શબ્દાર્થઃ—પૃથિવી [ ને ] જલથી [ જે રસ ] પુષ્ટ થયો, તથા સર્વ કર્મની ( કાલની ) પ્રીતિથી પૂર્વે [ જે રસ ] થયો, તેના રૂપને ધારણ કરતા [ છતા ] આદિત્ય**

**ઉદય પામે છે. પ્રથમ તે મનુષ્યનું [સૂર્યરૂપે] મુખ્યદેવપણું [ થયું. ] ૧૭**

**વિવેચનઃ**—પૃથિવી, જલ, તેજ, વાયુ ને આકાશ આ પાંચ ભૂતોથી જે સાર (અલૌકિક સામર્થ્ય) પુષ્ટ થયો, તથા જેના સહ-ભાવથી સર્વ કર્મો થાય છે એવા કાલની પ્રીતિથી જે સાર પ્રથમ ઉત્પન્ન થયો, તેવડે માનસયજ્ઞ કરનાર ઉપાસક પુરુષ ઉત્તમ જન્મને પામ્યો. તે રસના રૂપને ધારણ કરતા છતા આદિત્ય પ્રત્યેક દિવસે ઉદય પામે છે. પ્રથમ માનસયજ્ઞ કરનાર ઉપાસક મનુષ્યનું સૂર્યરૂપે મુખ્યદેવપણું થયું. શાસ્ત્રોક્ત કર્મના અનુષ્ઠાનથી જગત્‌ના સ્થિતિ-કાલમાં દેવપણાને પામેલા જીવો કર્મદેવો કહેવાય છે, અને કર્મ તથા ઉપાસનાના બલથી સૃષ્ટિના આદિસમયમાં ઉત્પન્ન થયેલા દેવો આજાનદેવો (મુખ્યદેવો) કહેવાય છે. સૂર્યાદિ આજાનદેવો છે. ૧૭

**वेदाहमेतं पुरुषं महान्तमादित्यवर्णं तमसः पुरस्तात् ।**
**तमेव विदित्वाति मृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय ॥१८॥**

**શબ્દાર્થઃ—આદિત્યના જેવા વર્ણવાળા [ ને ] અવિદ્યાથી પર રહેલા આ સર્વોત્કૃષ્ટ પુરુષને હું જાણું છું. તેનેજ જાણીને [ મનુષ્ય ] મૃત્યુનું ઉલ્લંઘન કરે છે, મોક્ષ-માટે બીજું સાધન નથી. ૧૮**

**વિવેચનઃ**—આદિત્યના જેવા ઉજ્જ્વલવર્ણવાળા અને જીવોને આ સંસારમાં ભ્રમણ કરાવનારી ભયંકર અવિદ્યાથી પર રહેલા આ સૂર્યમંડલમાં અધિષ્ઠાનરૂપે વસનારા સર્વોત્કૃષ્ટ પુરુષને ( બ્રહ્મને ) હું (મંત્રદ્રષ્ટા ઋષિ) અનુભવું છું. તે બ્રહ્મરૂપ પુરુષનેજ અભેદભાવે

અનુભવીને મનુષ્ય વિકરાલ મૃત્યુને સુખપૂર્વક ઓળંગી જાય છે,- અવિનાશિભાવરૂપ બ્રહ્મને પામે છે, મોક્ષની પ્રાપ્તિમાટે બ્રહ્મના અપરોક્ષજ્ઞાનથી ભિન્ન બીજું કોઈ પણ મુખ્ય સાધન આ જગત્માં વિદ્યમાન નથી. ૧૮

**प्रजापतिश्चरति गर्भे अन्तरजायमानो बहुधा विजायते ।**
**तस्य योनिं परिपश्यन्ति धीरास्तस्मिन् ह तस्थुर्भुवनानि विश्वा॥१९**

**શબ્દાર્થ:—સર્વાત્મા હૃદયમાં [ રહ્યા છતા ] ગર્ભમાં પ્રવેશ કરે છે. ઉત્પન્ન નહિ થયા [ છતાં ] અનેક પ્રકારે ઉત્પન્ન થાય છે. તેમના સ્વરૂપને બ્રહ્મવેત્તાઓ સારી રીતે અનુભવે છે. સર્વે ભુવનો તેઓમાંજ રહેલાં છે. ૧૯**

**વિવેચન:**—જે સર્વ પ્રાણીઓના આત્મરૂપ બ્રહ્મ પ્રાણીઓના હૃદયમાં સ્થિત છતા સ્થૂલશરીરની પ્રાપ્તિમાટે ગર્ભમાં પ્રવેશ કરતા હોય એમ જણાય છે. જે વસ્તુતાએ ઉત્પત્તિરહિત એટલે અનાદિ છતાં પણ પોતાની નહિ કળી શકાય એવા સામર્થ્યવાળી માયાવડે કારણરૂપે તથા કાર્યરૂપે ઉત્પન્ન થતા જણાય છે. તે અદ્‌ભુત બ્રહ્મના સ્વરૂપને બ્રહ્મવેત્તાઓ "હું બ્રહ્મ છું" એમ અભેદભાવે અનુભવે છે. આ સઘળાં ભુવનો અને તેમાં રહેલા પ્રાણિપદાર્થો કારણરૂપ તે બ્રહ્મમાંજ રહેલાં છે. વસ્તુતાએ એ સર્વે તે બ્રહ્મરૂપજ છે, તેનાથી ભિન્ન નથી. ૧૯

**यो देवेभ्य आतपति यो देवानां पुरोहितः ।**
**पूर्वो यो देवेभ्यो जातो नमो रुचाय ब्राह्मये ॥ २० ॥**

**શબ્દાર્થ:—જે દેવોને માટે પ્રકાશે છે, જે દેવોના પુરોહિત [ છે, ને ] જે દેવોથી પ્રથમ ઉપજેલા [ છે, તે ] દેદીપ્યમાન બ્રહ્મના અવયવને નમસ્કાર. ૨૦**

**વિવેચન:**—જે આ પ્રસિદ્ધ આદિત્ય દેવોના તથા દૈવીસંપત્તિ-વાળા મનુષ્યોના હિતમાટે પ્રકાશે છે, જે દેવોને લગતાં સર્વે કાર્યોમાં અન્ય દેવોથી આગળ ગણાયેલા છે, અને જે સર્વે દેવોથી પ્રથમ ઉપજેલા છે, તે પ્રકાશવાળા અને બ્રહ્મના એકદેશમાં રહેલા આદિત્યને મારો પ્રેમપૂર્વક નમસ્કાર હો. ૨૦

**रुचं ब्राह्मं जनयन्तो देवा अग्रे तदब्रुवन् ।**
**यस्त्वैवं ब्राह्मणो विद्यात्तस्य देवा असन् वशे ॥ २१ ॥**

**શબ્દાર્થ:—શોભાવાળા બ્રહ્મના અવયવને ઉપજાવતા [છતા] દેવો પ્રથમ તે (આ પ્રમાણે) બોલ્યા:-" જે બ્રાહ્મણ તમને એમ જાણે તેને દેવો વશ થશે." ૨૧**

**વિવેચન:**—અત્યંતશોભાવાળા બ્રહ્મના અવયવરૂપ આદિત્યને પોતાના ચિત્તની વૃત્તિનો વિષય કરતા છતા દેવાદિ પ્રથમ શ્રી-આદિત્યપ્રતિ આવાં વચનો બોલતા હવા:—"હે આદિત્ય ! જે મુમુક્ષુ આપને આવી રીતે અનુભવના વિષયરૂપ કરશે તે મુમુક્ષુને સર્વે દેવો વશ થશે, ને તે આ જગતમાં પૂજ્ય થશે." ૨૧

**श्रीश्च ते लक्ष्मीश्च पत्न्यावहोरात्रे पार्श्वे नक्षत्राणि रूपमश्विनौ व्यात्तम् । इष्णन्निषाणामुं म इषाण सर्वलोकं म इषाण ॥२२॥**

**इति माध्यन्दिनीयायां वाजसनेयिसंहितायां एकत्रिंशोऽध्यायः ३१**

**શબ્દાર્થ:—સંપત્તિ ને સૌંદર્ય તમારી પત્નીઓ [છે.] અહોરાત્ર પડખાં [છે.] નક્ષત્રો રૂપ [છે.] આકાશ ને પૃથિવી ફાડેલું મુખ [ છે. ] ઇચ્છતો [ છતો ] ઇચ્છું છું. આ મને હો. સર્વ લોક મને હો. ૨૨**

**વિવેચન:**—મંત્રદ્રષ્ટા ઋષિ આદિત્યની સ્તુતિ કરીને તેમની પ્રાર્થના કરે છે:—"હે આદિત્ય! સંપત્તિ ને સૌંદર્ય એ આપની સ્ત્રીને સ્થાને છે, જેવડે આપ સર્વ પ્રાણીઓના આશ્રયરૂપ થાઓ છો. દિવસ અને રાત્રિ આપનાં પડખાંને સ્થાને છે. આકાશના સર્વ તારાઓ આપના રૂપને સ્થાને છે. આ આકાશ ને પૃથિવી આપના ફાડેલા મુખને સ્થાને છે. આવા આપની હું મારા શુભકર્મના ફલને ઇચ્છતો છતો યાચના કરું છું. હું આ પ્રમાણે ઇચ્છું છું:—આ પરલોક મને સમીચીન (સુખ આપનારો) થાઓ. હું સર્વલોકરૂપ થઉં,—હું મુક્ત થઉં." ૨૨

**ઇતિ શ્રીમાધ્યંદિનીય વાજસનેયિસંહિતાના એકત્રીશમા અધ્યાયરૂપ શ્રીપુરુષસૂક્તની શ્રીનાથશર્મપ્રણીત તાત્પર્ય-બોધિનીનામની ગુજરાતીભાષાની ટીકા પૂરી થઈ. ૨**



ॐ

# ॥ ईशा वास्य ॥

## શ્રીનાથશર્મકૃત તાત્પર્યબોધિનીટીકાસહિત

### મંગલ

#### દોહરો

વિભુ અસંગ ઇશ્વરતણા, જ્ઞાને મોક્ષ પમાય;
અજ્ઞાન મોહ ને શોકનો, સદ્ય વિલય થઇ જાય. ૧

ॐ. આ ઇશા વાસ્ય ઉપનિષત્ શુકલયજુર્વેદની માધ્યંદિનીયશાખાના ૪૦ મા અધ્યાયરૂપ છે. આ અધ્યાયના આદિમાં ઈશા વાસ્યં એ શબ્દો હોવાથી આ અધ્યાયનું વા આ ઉપનિષતનું નામ ઈશા વાસ્ય રાખ્યું છે. આમાં ૧૭ કંડિકાઓ (મંત્રો) છે, ને આમાં પ્રધાનપણે મોક્ષના હેતુરૂપ જે આત્મસ્વરૂપનું જ્ઞાન તેનું નિરૂપણ કરેલું છે. તેની પ્રથમ કંડિકા નીચે પ્રમાણે છે:-

ईशा वास्यमिदꣳ सर्वं यत्किञ्च जगत्यां जगत् ।
तेन त्यक्तेन भुञ्जीथा मा गृधः कस्यस्विद्धनम् ॥ १ ॥

શબ્દાર્થ:—વિશ્વમાં જે કાંઇ આ સર્વ [સ્થાવર-જંગમરૂપ ] જગત્ [ છે તે] પરમાત્માવડે આચ્છાદન કરવાયોગ્ય [ છે. ] તે ત્યાગવડે [ તું તારા આત્માનું ] રક્ષણ કર. કોઇનું પણ ધન ઇચ્છ નહિ. ૧

**વિવેચનઃ**—આ અધ્યાયના પ્રથમ મંત્રવડે આચાર્યને વિધિવત્ શરણ થયેલા વિવેકાદિ સાધનસંપન્ન મુમુક્ષુ શિષ્યપ્રતિ આચાર્યરૂપે શ્રુતિભગવતી આત્મતત્ત્વનો ઉપદેશ કરે છે.

નામ, રૂપ અને ક્રિયામય સર્વ ચરાચરપ્રપંચરૂપ આ વિશ્વમાં આધેયભાવથી સ્થિત જે સ્થાવરજંગમરૂપ આ સર્વ પ્રપંચ છે તે સર્વ પ્રપંચ પરમાત્મરૂપ જે પોતાનું તથા પ્રપંચનું સ્વરૂપ તેવડે વિવેકીએ આચ્છાદન કરવાયોગ્ય છે, અર્થાત્ "આ સર્વ હુંજ છું" વા "આ સર્વ બ્રહ્મજ છે" એવા પોતાના ને જગત્‌ના પરમાર્થસત્યરૂપવડે મિથ્યા એવો પોતાનો દેહ ને આ સર્વ ચરાચરપ્રપંચ તિરોધાન કરવા-યોગ્ય ( ઢાંકી દેવાયોગ્ય ) છે. જેમ ચંદન અને અગરુ આદિક સ્વાભાવિક સુગંધવાળા પદાર્થો પ્રવાહિસ્વભાવવાળા જલાદિક ઉપાધિના સંબંધથી ભીના થઈ તેમાં તે ઉપાધિએ કરેલો મિથ્યા દુર્ગંધ પ્રતીત થાય છે, પછી તે ચંદનાદિકને ઘસવાથી તેમનો સ્વાભાવિક સુગંધ પ્રકટ થાય છે, ને પ્રકટ થયેલા તે સ્વાભાવિક સુગંધવડે ઉપાધિથી ઉપજેલો દુર્ગંધ તિરોધાન પામે છે, તેમ આત્મસ્વરૂપમાં કલ્પિત અવિદ્યાનાં કાર્ય કર્તાભોક્તાપણાદિથી માંડીને જે દ્વૈતરૂપ સર્વ નામ, રૂપ ને કર્મ છે તે નામાદિવાળા વિકારોનો સમૂહ પરમાર્થસત્ય આત્માની ભાવનાવડે ત્યાગ કરેલો થાય છે. જેથી આ ત્યાગ નિષ્ક્રિય આત્મસ્વરૂપે સ્થિતિ કરવામાં અનુકૂલ છે તેથી તે ત્યાગથી તું તારા આત્માનું રક્ષણ કર. આત્મભાવનાવડે સર્વ પ્રપંચનું તિરોધાન કરવાથી પુત્રવાસના, દ્રવ્ય-વાસના ને લોકવાસના પણ શિથિલ થાય છે. જેની એ ત્રણે વાસનાઓ શિથિલ થઈ ગઇ છે એવો તું પોતાના વા પારકા ધનની ઇચ્છા ન કર. ચોથા પાદનો બીજો અર્થ પણ થઇ શકે છે, તે આ પ્રમાણે છેઃ–ધનાદિ મિથ્યા પદાર્થની ઇચ્છા ન કર, કેમકે ધન કોનું

છે ? કોઇનું નથી. આત્માજ સર્વરૂપ છે એવી દૃઢ ભાવનાવડે વિવેકી મનુષ્યે અન્ય સર્વનો ત્યાગ કર્યો છે તેથી અહીં વસ્તુતાએ કોઈ પણ જડ વસ્તુ તેની દૃઢ ઇચ્છાનો વિષય સંભવતી નથી. વળી જડ વસ્તુ ચેતનને અધીન છે તેથી ( સર્વ વસ્તુ ચેતનરૂપ આત્માને સર્વદા પ્રાપ્ત હોવાથી ) વ્યવહારદષ્ટિએ પણ વિવેકી મનુષ્યે પ્રાપ્ત વિષયમા દૃઢ ઇચ્છા કરવી એ યોગ્ય નથી, એમ બંને પ્રકારે વિવેકીમાં ધનાદિ વિષયની દૃઢ ઇચ્છા સંભવતી નથી.

આ મંત્રોના દધ્યઙ્‌અથર્વણ ઋષિ, પ્રથમના ત્રણ મંત્રાના અનુષ્ટુપ્ છંદ, ને ચૌદમા મંત્રપર્યંતના મંત્રોના **આત્મા** દેવ છે. ૧

**પ્રથમમંત્રના પૂર્વાર્ધથી પરમતત્ત્વનો ઉપદેશ કર્યો, અને તેના ત્રીજા પાદથી અપરિપકવ જ્ઞાનીને જ્ઞાનવિચારમાં ઉપયોગી નિવૃત્તિના સાધનરૂપ સંન્યાસનું વિધાન કર્યું, તથા તેના ચોથા પાદથી સંન્યાસીને ધનાદિના ત્યાગનો નિયમવિધિ કહ્યો. હવે બીજો મંત્ર, જેઓ બાહ્યવિષયોના અનુરાગથી આત્મસ્વરૂપના ગ્રહણમાં અસમર્થ છે તે અન્ય પુરુષોપ્રતિ, નિષ્કામકર્મનો ઉપદેશ કરે છે:—**

**कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतꣳ समाः ।**
**एवं त्वयि नान्यथेतोऽस्ति न कर्म लिप्यते नरे ॥ २ ॥**

**શબ્દાર્થ:**--[જે] અહીં સો વર્ષો જીવવાને ઇચ્છે છે [તે] કર્મો કરતો [છતો]જ [ જીવવાને ઇચ્છે. ] એમ [જીવવાને ઇચ્છતા ] તું મનુષ્યમાં આથી બીજો પ્રકાર નથી, [કે જે પ્રકારથી તને અશુભ] કર્મ લેપ ન કરે. ૨

**વિવેચનઃ**—જે વિષયાનુરાગી પુરુષ આ પૃથ્વીપર સો વર્ષ જીવવાને ઇચ્છે છે તે ચિત્તશુદ્ધિ કરનારાં શાસ્ત્રોક્ત નિષ્કામકર્મોને કરતો છતોજ જીવવાને ઇચ્છે. આવી રીતે જીવવાને ઇચ્છતા તું મનુષ્યમાં એ પ્રમાણે નિષ્કામકર્મ કરીને જીવવાથી ભિન્ન બીજો કોઇ શુભ પ્રકાર નથી, કે જે પ્રકારથી તું અશુભકર્મોથી લિપ્ત થાય નહિ. આમ હોવાથી વૈરાગ્યાદિ સાધનો મેળવવા ઇચ્છતો પુરુષ શાસ્ત્રે વિધાન કરેલાં નિષ્કામકર્મો કરતો છતોજ જીવવાને ઇચ્છે. પુરુષનું પરમાયુષ્ સો વર્ષનું ગણાય છે, તેથી અહીં સો વર્ષવડે યથાપ્રાપ્ત આયુષ્ જાણવું. જ્ઞાનનો અને કર્મનો સમસમુચ્ચય ( બંનેનું એકકાલે અનુષ્ટાન ) સંભવતો નથી, કેમકે તે બંને પરસ્પર વિરોધી છે, તેથી તે બંનેનું પ્રધાનપણે એકસાથે અનુષ્ઠાન સંભવી શકે નહિ. ક્રમસમુચ્ચયમાં વિરોધ નથી, કારણકે નિષ્કામબુદ્ધિથી વર્ણાશ્રમનાં કર્મો કરવાથી તેને વૈરાગ્યાદિ સાધનની પ્રાપ્તિ થાય છે, ને પશ્ચાત્ શ્રીસદ્ગુરુના ઉપદેશાદિથી તેને જ્ઞાન થાય છે. જ્ઞાન થયાપછી જ્ઞાની પોતાના દેહાદિકથી જે કર્મ કરે તે કર્મ નહિ, પણ કર્માભાસ ગણાય છે, કેમકે તેમને અક્રિય આત્માનો અપરોક્ષ અનુભવ હોવાથી તેમા તેમને કોઇ પણ રીતે કર્તાપણાની બુદ્ધિ ઉપજે નહિ. ૨

વિદ્વાન્નું માહાત્મ્ય જણાવવામાટે અવિદ્વાન્ને પ્રાપ્ત થનારા દુઃખનું નિરૂપણ શ્રુતિ આ ત્રીજા મંત્રવડે કરે છેઃ-

**असुर्या नाम ते लोका अन्धेन तमसाऽऽवृताः ।**
**ताँस्ते प्रेत्याभिगच्छन्ति ये के चात्महनो जनाः ॥ ३ ॥**

**શબ્દાર્થઃ**—જે કોઇ આત્માનું હનન કરનારા મનુષ્યો [છે] તેઓ પ્રસિદ્ધ તે અસુરસંબંધી જન્મો [જે]

**અજ્ઞાનરૂપ અંધકારવડે આચ્છાદિત [ છે ] તેમને [ આ શરીરનો ] ત્યાગ કરીને પ્રાપ્ત થાય છે. ૩**

**વિવેચનઃ**—અચ્છેદ્ય ને અભેદ્ય આત્માનું કોઇ પણ રીતે કોઈ પણ પ્રાણીથી હનન કરી શકાતું નથી, પરંતુ અકર્તા, અભોક્તા ને શુદ્ધ આત્મામાં જે કર્તાપણા, ભોક્તાપણા ને અશુદ્ધપણાનો આરોપ કરી તેનો તિરસ્કાર કરવો તે તેનું ગૌણરીતે હનન કરવું કહેવાય છે. જેમ કોઈ શુદ્ધપુરુષમાં કુકર્મનો મિથ્યા આરોપ કરવો તે તેનો શસ્ત્રવિના વધ કર્યો ગણાય છે તેમ નિષ્પાપાદિસ્વભાવવાળા આત્મામાં પાપીપણાદિકનો આરોપ કરવો તે પણ તેનુ હનનજ ગણાય છે. જેથી આ આત્માનું હનન કથનમાત્ર છે, અને આત્મઘાતના પ્રાયશ્ચિત્તનુ વિધાન શાસ્ત્રમાં જોવામા આવતુ નથી, તેથી જન્માદિક સંસારજ તેનું ફલ છે એમ જણાય છે. અસુ એટલે પ્રાણ તેમનું માત્ર ર એટલે ભોગ્યપદાર્થવડે રક્ષણ કરનારા, કિંવા અસુ એટલે ઇંદ્રિયોમાં ર એટલે રમણ કરનારા, જે વિષયાસક્ત મનુષ્યાદિ તે અસુર કહેવાય છે. અદ્વૈતપરમાત્મભાવની અપેક્ષાએ અજ્ઞાની દેવાદિક પણ અસુર ગણાય છે. જે પ્રાકૃત (શાસ્ત્રસંસ્કારવિનાના) અને અજ્ઞાની જનો આત્માના વાસ્તવિક સ્વરૂપનો અવિદ્યારૂપ દોષથી તિરસ્કાર કરનારા છે તેઓ પોતાના કર્માનુસાર દેવોથી માંડીને સ્થાવરપર્યંતનાં શરીરો જે અજ્ઞાનરૂપ અંધકારવડે આવરણ પામેલાં છે તેમને વર્તમાનશરીરનો ત્યાગ કરીને પામે છે. તાત્પર્ય કે વિવેકજ્ઞાનની પ્રાપ્તિવિના જીવના જન્મમરણની નિવૃત્તિ થતી નથી. ૩

**જે આત્મસ્વરૂપને નહિ જાણવાથી અજ્ઞાનીઓ વારંવાર જન્મમરણ પામ્યા કરે છે, અને જેને જાણવાથી જ્ઞાનીઓ**

જન્મમરણરૂપ સંસારથી મુક્ત થાય છે, તે આત્મસ્વરૂપનું નિરૂપણ વેદભગવાન્ આ અધ્યાયના ચોથા મંત્રવડે કરે છેઃ-

अनेजदेकं मनसो जवीयो नैनद्देवा आप्नुवन्पूर्वमर्शत् ।
तद्धावतोऽन्यानत्येति तिष्ठत्तस्मिन्नपो मातरिश्वा दधाति ॥ ४ ॥

**શબ્દાર્થ:**—[ તે આત્મતત્ત્વ ] નિર્વિકાર, એક [ને] મનથી વધારે વેગવાળું [છે.] એને ઇંદ્રિયો પ્રાપ્ત થઇ શકતી નથી. [તે મનથી] પૂર્વે ગયેલું [છે ] તે શીઘ્ર ગમન કરનારા અન્યનું ઉલ્લંઘન કરે છે, [ છતાં તે નિર્વિકારજ ] રહે છે. તેમાં ( તે વિદ્યમાન હોવાથી ) વાયુ કર્મોને ધારણ કરે છે. ૪

**વિવેચન:**—આ મંત્ર ત્રિષ્ટુપ્છંદરૂપ છે. તે આત્મતત્ત્વ ચલનથી રહિત એટલે પોતાની સ્થિતિના નાશથી રહિત—સર્વદા એકરૂપ—નિર્વિકાર—છે. બાલ્ય, યૌવન ને વાર્ધક્ય તથા જાગ્રત્, સ્વપ્ન ને સુષુપ્તિ એવી કોઇ પણ પ્રકારની શરીરની કે મનની અવસ્થા તેમાં નથી. તે સર્વ ભૂતોમાં વિજ્ઞાનઘનરૂપે એકજ છે, અથવા તેના જેવું કિંવા તેનાથી અધિક બીજું કોઇ પણ તત્ત્વ અહીં નથી, તેથી તે અદ્વિતીય છે. તે સર્વવ્યાપક હોવાથી મન જ્યાં જાય ત્યાં તે પૂર્વથીજ ગયેલાના જેવું પ્રતીત થાય છે, તેથી તે ક્ષણમાત્રમાં સંકલ્પવડે અતિદૂરદેશમાં જનારા મનથી પણ વધારે વેગવાળું જણાય છે. દેવો એટલે રૂપાદિ વિષયોને પ્રકાશનારી ચક્ષુરાદિ ઇંદ્રિયો પણ તેને પ્રાપ્ત થઇ શકતી નથી, કેમકે તે આકાશની પેઠે વ્યાપક છે, તેથી વેગવાળા મનથી પણ તે પૂર્વે ગયેલાના જેવું છે. તે આત્મતત્ત્વ શીઘ્ર ગમન

કરનારાં આત્માથી વિલક્ષણ જે મન તથા વાગિંદ્રિયાદિ છે તેમનું ઉલ્લંઘન કરીને જતું હોય એમ પ્રતીત થાય છે, અને વસ્તુતાએ તો તે સર્વથા અવિક્રિયજ રહે છે. તે નિત્યચૈતન્યસ્વભાવના સદ્ભાવથી-જ સર્વ જગત્‌નું ધારણ કરનારો વાયુ ( સમષ્ટિપ્રાણ ) પ્રાણીઓનાં ચેષ્ટારૂપ કર્મોને, તથા અગ્નિ, આદિત્ય ને પર્જન્યાદિનાં દાહ કરવો, પ્રકાશ કરવો, તથા વૃષ્ટિ કરવી ઈત્યાદિ કર્મોને ધારણ કરે છે. ૪

એકવેલા ઉપદેશ કરવાથી દુર્વિજ્ઞેય તત્ત્વ જિજ્ઞાસુને સમજાતું નથી તેથી આચાર્યે યોગ્ય શિષ્યને તેનો ઉપદેશ કરવામા આલસ્ય રાખવું નહિ એમ જણાવવા શ્રુતિભગવતી પૂર્વમંત્રમાં કહેલા અર્થને નીચેના પાંચમા મંત્રવડે પુનઃ કહે છેઃ—

तदे॑जति॒ तन्नैज॑ति॒ तद् दू॒रे तद्व॑न्ति॒के ।
तद॒न्तर॑स्य॒ सर्व॑स्य॒ तदु॒ सर्व॑स्यास्य बाह्य॒तः ॥ ५ ॥

**શબ્દાર્થ**:—તે ક્રિયા કરે છે, તે ક્રિયા કરતું નથી, તે દૂર [છે] તે સમીપ પણ [છે,] તે સર્વની અંતર [ છે, ને ] તેજ આ સર્વની બહાર [પણ છે] ૫

**વિવેચન**:—આ પાંચમો, છઠ્ઠો અને સાતમો એ ત્રણ મંત્રો અનુષ્ટુપ્‌છંદરૂપ છે. તે આત્મતત્ત્વ હાથ આદિ ઉપાધિના સંગથી ક્રિયા કરતું હોય એમ પ્રતીત થાય છે, પણ તે પોતે સ્વભાવથી કાંઈ પણ ક્રિયા કરતુંજ નથી. અજ્ઞાની જનોને તે અતિસૂક્ષ્મ આત્મતત્ત્વ કરોડો વર્ષે પણ પ્રાપ્ત થવાયોગ્ય નથી, તેથી તેમને તે

દૂર હોય એવું જણાય છે, અને તે વિદ્વાનોનું સ્વસ્વરૂપ હોવાથી તેમને અત્યંતસમીપના જેવું પ્રતીત થાય છે. તે માત્ર દૂર અને સમીપ નથી, કિંતુ તે આ સર્વ જગત્‌ની અંતર છે, અને આકાશની પેઠે વ્યાપક હોવાથી તથા સર્વથી અધિક સૂક્ષ્મ હોવાથી તે નામ, રૂપ અને ક્રિયાત્મક આ સર્વ જગત્‌ની બહાર પણ છે. ૫

**મુમુક્ષુએ આત્મસ્વરૂપમાં સંશય રાખવો નહિ એમ ઉપદેશ કરવામાટે પૂર્વોક્ત આત્મતત્ત્વને જાણવાથી જીવન્મુક્ત-દશાને પામેલા વિદ્વાન્ આત્મસ્વરૂપમાં સંશય કરતા નથી એમ દેખાડવા નીચેનો છઠ્ઠો મંત્ર પ્રવર્તે છેઃ—**

**यस्तु सर्वाणि भूतान्यात्मन्नेवानुपश्यति ।**
**सर्वभूतेषु चात्मानं ततो न विचिकित्सति ॥ ६ ॥**

**શબ્દાર્થઃ—જે સર્વ ભૂતોને આત્મામાંજ જુએ છે, અને સર્વ ભૂતોમાં આત્માને [જુએ છે,] તેથી [તે વિદ્વાન્ કોઇ] સંશય કરતો નથી. ૬**

**વિવેચનઃ**—જે વિવેકી પુરુષ અજ્ઞાનથી માંડીને સ્થાવરપર્યંતનાં સર્વ ભૂતોને પોતાથી ભિન્ન જોતો નથી, પણ પોતાના પારમાર્થિકસ્વરૂપમાં તે સર્વને આરોપિત જાણે છે, અને તે સર્વ ભૂતોમાં આત્મરૂપે પોતાના આત્માને જુએ છે, તે જ્ઞાની પુરુષ ઉપર જણાવેલા જ્ઞાનની પ્રાપ્તિથી આત્માદિ કોઈ પણ વિષયમાં કાંઈ પણ શંકા કરતો નથી, પણ સર્વદા સંશયરહિતજ રહે છે. વસ્તુનું યથાર્થજ્ઞાન થયાપછી જ્ઞાનીને તેમાં કોઈ પણ પ્રકારનો સંશય ઘટે નહિ. અહીં જ્ઞાનીમાં જે સંશયનો અભાવ કહ્યો તે પ્રાપ્તના અનુવાદરૂપ જાણવો. ૬

જિજ્ઞાસુએ શોકમોહ ત્યજવા જોઇએ એમ જણાવવા-માટે સર્વત્ર એકપણાને જોનારા જ્ઞાનીના અંતઃકરણમાં શોકમોહ રહી શકતા નથી એમ શ્રુતિભગવતી નીચેના સાતમા મંત્રવડે નિરૂપણ કરે છે:—

**यस्मिन्सर्वाणि भूतान्यात्मैवाभूद्विजानतः ।**
**तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः ॥ ७ ॥**

**શબ્દાર્થ:**—જ્યારે [ આત્માના ] સાક્ષાત્કારવાળાને સર્વે ભૂતો આત્માજ થયાં ત્યારે એકપણાને જાણનારાને કો મોહ ? [ને] શો શોક ? ૭

**વિવેચન:**—જે સમયમાં આત્માના વાસ્તવિકસ્વરૂપના સાક્ષાત્કારવાળા દઢજ્ઞાનીને પૂર્વે કહેલાં સર્વે ભૂતો પરમાર્થરૂપ આત્માના દર્શનથી આત્માવડેજ ઢંકાયેલાં ( બાધ પામેલાં ) થયાં તે સમયને વિષે સર્વત્ર એકતાને–પરમાર્થવસ્તુને–જાણનારા તે દઢજ્ઞાનીને શો મોહ અને શો શોક હોય ? આકાશના જેવા અસંગ, સૂક્ષ્મ, વ્યાપક ને વિશુદ્ધ આત્માના સર્વત્ર એકપણાને જોનારા દઢજ્ઞાની પુરુષને કોઈ પણ અનુકૂલ મનાતા વિષયમાં મોહ અને કોઈ પણ પ્રકારની પ્રતિકૂલતામાં શોક થતો નથી. અવિદ્યાના કાર્યરૂપ શોકમોહના અભાવના કથનથી અહીં દઢજ્ઞાનીમાં કારણસહિત સંસારની નિવૃત્તિ દેખાડી છે. ૭

હવે પરમાત્માના સ્વરૂપને નીચેના આઠમા મંત્રવડે કહે છે:—

**स पर्यगाच्छुक्रमकायमव्रणमस्नाविरꣳ शुद्धमपापविद्धम् ।**

कविर्मनीषी परिभूः स्वयम्भूर्याथातथ्यतोऽर्थान् व्यदधाच्छाश्वतीभ्यः समाभ्यः ॥८॥

**શબ્દાર્થ**:—તે વ્યાપક, પ્રકાશવાન્, લિંગશરીરરહિત, ક્ષતરહિત, (વ્રણથી રહિત,) નાડીઓરહિત, નિર્મલ, પાપથી રહિત, સર્વજ્ઞ, મનના નિયામક, સર્વની ઉપર રહેનારા [ અને ] સ્વયંભૂ [ છે. તે ] પદાર્થોને બહુકાલસ્થાયી સંવત્સરપ્રતિ યથાયોગ્ય વિભાગ કરતા હવા ૮

**વિવેચન**:—આ મંત્રનો છંદ જગતી છે. તે પરમાત્મા આકાશની પેઠે વ્યાપક, સ્વયંપ્રકાશ, લિંગશરીરથી રહિત, ક્ષતથી રહિત, શિરાઓથી રહિત અવિદ્યારૂપ મલથી રહિત, ધર્માધર્માદિરૂપ પાપથી રહિત, સર્વના દ્રષ્ટા, મન આદિને નિયમમાં રાખનારા, સર્વથી શ્રેષ્ઠ ને પોતાથીજ અસ્તિત્વવાળા છે. તે ક્ષતવિનાના અને શિરાઓથી રહિત છે એમ કહેવાથી તેમને સ્થૂલશરીર નથી એમ જણાવ્યું છે. માયાની ઉપાધિવાળું ચેતન પરમાત્મા ( ઈશ્વર ) કહેવાય છે. તે નિત્યમુક્ત ઈશ્વર સર્વજ્ઞપણાથી સૃષ્ટિના આદિકાલમાં યથાર્થ કર્મફલોનો અને સાધનથી સિદ્ધ કરવાયોગ્ય પદાર્થોનો બહુકાલ સ્થિર રહેનારા સંવત્સરનામના પ્રજાપતિપ્રતિ યથાયોગ્ય વિભાગ કરતા હવા, અર્થાત્ તે બંનેને જેમ ઘટે તેમ વિભાગ કરીને તેમને કહેતા હવા. એ ઈશ્વરનું જે નિરુપાધિક સ્વરૂપ છે તે હું છું એમ જાણવાથી પુરુષ સંસારરૂપ બંધનથી મુક્ત થાય છે. ૮

**હવે હિરણ્યગર્ભ અને પ્રકૃતિ એ બંનેની ઉપાસનાના સમુચ્ચયને કહેવાની ઇચ્છાથી નીચેના નવમા મંત્રવડે એકએકની પૃથક્ ઉપાસનાની નિંદા કરે છે:—**

अन्धं तमः प्रविशन्ति येऽसंम्भूतिमुपासंते ।
ततो भूय इव ते तमो य उ संभूत्याः रताः ॥ ९ ॥

**શબ્દાર્થઃ**—જેઓ અસંભૂતિને ઉપાસે છે [ તેઓ ] અંધતમમાં પ્રવેશ કરે છે, [ અને ] જેઓ સંભૂતિમાં આસક્ત [છે] તેઓ તેનાથી વધ રે અંધકારપ્રતિ [પ્રવેશ કરે છે ] ૯

**વિવેચનઃ**—સંભૂતિનો અર્થ જન્મ થાય છે. જેનો જન્મ થાય છે એવા એટલે કાર્યરૂપ જે હિરણ્યગર્ભ તે અહીં સંભૂતિ કહેવાય છે. તેનાથી ભિન્ન કારણરૂપ અવ્યાકૃતનામવાળી જે પ્રકૃતિ છે તે અસંભૂતિ કહેવાય છે. કારણ, અજ્ઞાન અને કામકર્મના 'બીજરૂપ અવિદ્યા એ પણ અસંભૂતિનાંજ નામો છે. તે અવિદ્યારૂપ અસંભૂતિને જેઓ ઉપાસે છે તેઓ અવિદ્યાના સ્વભાવને અનુસરીને અજ્ઞાનરૂપ અંધકારમાં પ્રવેશ કરે છે, અને જેઓ હિરણ્યગર્ભનામવાળી કાર્યબ્રહ્મરૂપ સંભૂતિને વિષે આસક્ત છે તેઓ તે અજ્ઞાનથી પણ ઘણાજ અજ્ઞાનપ્રતિ પ્રવેશ કરે છે. તાત્પર્ય કે પ્રકૃતિને આત્મા માની તેની ઉપાસના કરનારા પ્રકૃતિમાં લય પામે છે, મોક્ષ પામતા નથી; અને જેઓ કાર્યબ્રહ્મનો ઉપાધિ જે પાંચ કર્મેંદ્રિયો, પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ પ્રાણો ને મન તથા બુદ્ધિ છે, તેમાંના કોઈ એકને આત્મા માનીને તેની ઉપાસના કરે છે તેઓ સ્થૂલદેહથી રહિત થઈ જે તત્ત્વની તેમણે આત્મભાવે ઉપાસના કરી હોય તે તત્ત્વમાં લીન થાય છે, અથવા અણિમાદિ ઐશ્વર્યને પામે છે, મોક્ષ પામતા નથી. પ્રકૃતિમાં લય પામેલાના કરતાં કાર્યબ્રહ્મના ઉપાધિમાં લય પામેલા વા અણિમાદિ ઐશ્વર્યને પામેલા સંસારદુઃખના અભાવનો થોડો કાલ અનુભવ

કરે છે, ને વધારે જન્મમરણ પામે છે, તેથી તેઓ પ્રકૃતિલીનથી વધારે અજ્ઞાનમાં પ્રવેશ કરે છે એમ કહ્યું છે. આ તથા આ પછીની બે મંત્રો **અનુષ્ટુપ્**છંદરૂપ છે. ૯

**અસંભૂતિની અને સંભૂતિની ઉપાસનાનું ફલ ભિન્ન ભિન્ન છે એવાં વિદ્વાનોનાં વચનોને શ્રુતિ નીચેના દશમા મંત્રવડે પ્રમાણરૂપે કહે છે:—**

**अन्यदेवाहुः संभवादन्यदाहुरसंभवात् ।**
**इति शुश्रुम धीराणां ये नस्तद्विचचक्षिरे ॥ १० ॥**

**શબ્દાર્થ:—સંભૂતિથી ભિન્ન [ફલ]જ કહેતા હવા, [અને] અસંભૂતિથી ભિન્ન [ફલ] કહેતા હવા; એમ [અમે] બુદ્ધિમાનોનાં [વચનો] સાંભળ્યાં છે, જેઓ અમારા પ્રતિ તે વિસ્તારથી કહેતા હવા ૧૦**

**વિવેચન:**—સંભવ તથા સંભૂતિ એ કાર્યબ્રહ્મનાં નામો છે, અને અસંભવ તથા અસંભૂતિ એ પ્રકૃતિનાં નામો છે. કાર્યબ્રહ્મરૂપ સંભવની ઉપાસનાના અનુષ્ઠાનથી અણિમાદિક ઐશ્વર્યની પ્રાપ્તિરૂપ ભિન્ન ફલ થાય છે એમ તત્ત્વજ્ઞાનીઓ કહે છે, અને પ્રકૃતિરૂપ અસંભવની ઉપાસનાના અનુષ્ઠાનથી પ્રકૃતિમાં લયરૂપ અન્ય ફલ થાય છે એમ તેઓ કહે છે, એમ અમે બુદ્ધિમાન્ આચાર્યોનાં વચનો સાંભળ્યાં છે. જે આચાર્યો અમારા પ્રતિ સંભવની અને અસંભવની ઉપાસનાનું ભિન્ન ભિન્ન ફલ સ્પષ્ટ કરીને કહેતા હવા. ૧૦

**સંભૂતિ અને અસંભૂતિ એ બંનેનું સાથે અનુષ્ઠાન**

**કરનારને જે ફલની પ્રાપ્તિ થાય છે તે ફલને નીચેના અગિયારમા મંત્રવડે જણાવે છે:—**

**सम्भूतिंश्च विनाशश्च यस्तद्वेदोभयंꣳ सह ।**
**विनाशेन मृत्युं तीर्त्वाऽसम्भूत्याऽमृतमश्नुते ॥ ११ ॥**

**શબ્દાર્થ:—જે અસંભૂતિ અને સંભૂતિ એ બંનેને સાથે ઉપાસે છે [ તે ] સંભૂતિવડે મૃત્યુને તરીને અસંભૂતિવડે અમૃતને પામે છે. ૧૧**

**વિવેચન**:—મૂલમાં અસંભૂતિશબ્દના અકારનો લોપ કરીને સંભૂતિ એમ ઉચ્ચાર કર્યો છે એમ જાણવું, કેમકે પ્રકૃતિમાં લયરૂપ ફલની પ્રતિપાદક શ્રુતિપ્રમાણે આજ કથન સંભવે છે. જે પુરુષ અસંભૂતિરૂપ પ્રકૃતિ અને હિરણ્યગર્ભરૂપ વિનાશ એ બંનેનું સાથે એટલે એકસમયમાં સારી રીતે અનુષ્ઠાન કરે છે તે હિરણ્યગર્ભરૂપ વિનાશની ઉપાસનાના અનુષ્ઠાનવડે ઐશ્વર્ય તથા સદ્ધર્માદિકની પ્રાપ્તિથી, ઐશ્વર્યના અભાવરૂપ તથા અધર્માદિક દોષોના સમૂહરૂપ મૃત્યુનું ઉલ્લંઘન કરીને, અસંભૂતિરૂપ પ્રકૃતિની ઉપાસનાવડે પ્રકૃતિમાં લીન થવારૂપ ગૌણ અમૃતને પ્રાપ્ત થાય છે. કર્મ અને ઉપાસનાથી વધારેમાં વધારે ફલ પ્રકૃતિલયપર્યંત થાય છે. એટલીજ સંસારની ગતિ છે. જેઓ પુત્રાદિ સર્વ એષણાઓનો ત્યાગ કરી પરમતત્ત્વને અભેદભાવે અનુભવે છે તેમની સંસારથી પર એટલે સર્વાત્મભાવરૂપે સ્થિતિ થાય છે. ૧૧

કર્મ અને ઉપાસના સાથે કરવાયોગ્ય છે એમ કહેવાની ઈચ્છાથી એકલા કર્મની વા એકલી ઉપાસનાની નીચેના બારમા મંત્રવડે નિંદા કરે છેઃ—

अन्धं तमः प्रविशन्ति येऽविद्यामुपासते ।
ततो भूय इव ते तमो य उ विद्यायांꣳ रताः ॥ १२ ॥

**શબ્દાર્થ:**—જેઓ કર્મને ઉપાસે છે [તેઓ] અંધતમમાં પ્રવેશ કરે છે, [અને] જેઓ ઉપાસનામાં પ્રીતિવાળા [છે] તેઓ તેથી (અંધતમથી) અધિક તમપ્રતિ [પ્રવેશ કરે છે.] ૧૨

**વિવેચન:**—જેઓ વિદ્યાથી એટલે ઉપાસનાથી ભિન્ન અવિદ્યા એટલે માત્ર અગ્નિહોત્રાદિ કર્મનુંજ અનુષ્ઠાન કરે છે, પણ પોતાના ઉપાસ્ય દેવમાં પોતાના ચિત્તની વૃત્તિને સ્થિર કરવારૂપ ઉપાસના કરતા નથી, તેઓ અજ્ઞાનરૂપ અંધકારમાં પ્રવેશ કરે છે, એટલે જન્મમરણરૂપ સંસારને પુનઃ પુનઃ પ્રાપ્ત થયા કરે છે. ઉપાસનાવિના ચિત્તની સ્થિરતા ન થાય, ને અસ્થિર ચિત્તે માત્ર કર્મોજ કરવામાં આવે તો તેથી ચિત્તશુદ્ધિ ન થાય, ચિત્તશુદ્ધિવિના જ્ઞાન ન થાય, ને તેથી જન્મમરણની નિવૃત્તિ થાય નહિ. જેઓ કર્મનો ત્યાગ કરી માત્ર ઉપાસનામાંજ આસક્ત રહે છે તેઓ પૂર્વોક્ત અંધતમથી અધિક અંધતમપ્રતિ પ્રવેશ કરે છે. તાત્પર્ય કે ચિત્તશુદ્ધિવિના કર્મનો ત્યાગ કરવાથી પ્રત્યવાય (દોષ) લાગે છે, અને અધિકારવિના માત્ર દંભથીજ

ઉપાસનામાં પ્રવૃત્ત થયેલાના ચિત્તની સ્થિરતા પણ થતી નથી. કિંતુ વૃથા કાલક્ષેપ થાય છે, તેથી આ ઉપાસનાનો દંભ કરનારના ચિત્તમા પાપસંસ્કારોની વૃદ્ધિ થવાથી પૂર્વોક્ત કર્મઠોના કરતાં તેઓ આ સંસારમાં અધિક ભ્રમણ કરે છે. આ મંત્ર અનુષ્ટુપ્છંદરૂપ છે. ૧૨

**કર્મનું અને ઉપાસનાનું ફલ ભિન્ન ભિન્ન છે એવાં વિદ્વાનોનાં વચનોને શ્રુતિ તેરમા મંત્રવડે પ્રમાણરૂપે કહે છે:-**

**अन्यदेवाहुर्विद्यायां अन्यदाहुरविद्यायाः ।**
**इति शुश्रुम धीराणां ये नस्तद्विचचक्षिरे ॥ १३ ॥**

**શબ્દાર્થ:—ઉપાસનાનું ભિન્ન [ ફલ ]જ કહેતા હવા, [અને] કર્મનું ભિન્ન [ફલજ] કહેતા હવા, એમ [ અમે ] બુદ્ધિમાનોનાં [વચનો] સાંભળ્યાં છે, જેઓ અમારા પ્રતિ તે વિસ્તારથી કહેતા હવા. ૧૩**

**વિવેચન:**—ઉપાસનારૂપ વિદ્યાનું દેવલોકની પ્રાપ્તિરૂપ ભિન્ન ફલ થાય છે એમ “ **विद्यया देवलोकः ॥**” (વિદ્યાવડે-ઉપાસના-વડે-દેવલોકની પ્રાપ્તિ થાય છે,) ઇત્યાદિ શ્રુતિઓને આધારે પૂર્વાચાર્યોએ કહ્યું છે, અને કર્મનું પિતૃલોકની પ્રાપ્તિરૂપ ભિન્ન ફલ થાય છે એમ “ **कर्मणा पितृलोकः ॥** ” ( કર્મવડે પિતૃલોકની પ્રાપ્તિ થાય છે, ) ઇત્યાદિ શ્રુતિઓને આધારે પૂર્વાચાર્યોએ કહ્યું છે, એમ અમે બુદ્ધિમાન્ આચાર્યોનાં વચનો સાંભળ્યાં છે, જે બુદ્ધિમાન્ આચાર્યો અમારા પ્રતિ તે કર્મનું અને ઉપાસનાનું સ્વરૂપ તથા તેમનાં ફલો વિસ્તારથી કહેતા હવા. આ મંત્ર અનુષ્ટુપ્છંદરૂપ છે. ૧૩

કર્મનું અને ઉપાસનાનું સાથે અનુષ્ઠાન કરનારને તે બેવડે જે ફલની પ્રાપ્તિ થાય છે તેને ચૌદમા મંત્રવડે કહે છેઃ—

विद्यां चाविद्यां च यस्तद्वेदोभयꣳ सह ।
अविद्यया मृत्युं तीर्त्वा विद्ययाऽमृतमश्नुते ॥ १४ ॥

**શબ્દાર્થઃ**—જે ઉપાસના અને કર્મ એ બંનેને સાથે ઉપાસે છે [તે] કર્મવડે મૃત્યુને તરીને ઉપાસનાવડે અમૃતને પામે છે. ૧૪

**વિવેચનઃ**—જે મુમુક્ષુ દેવતાની ઉપાસનારૂપ વિદ્યા અને શાસ્ત્રે પ્રતિપાદન કરેલા કર્મો એ બંનેનું સાથે એટલે એકસમયમાં સારી રીતે અનુષ્ઠાન કરે છે તે કર્મોપાસનાનો સમુચ્ચય કરનાર મુમુક્ષુ શાસ્ત્રોક્ત કર્મના અનુષ્ઠાનવડે અંતઃકરણમાં રહેલા પાપના સંસ્કારરૂપ મૃત્યુનું ઉલ્લંઘન કરીને-તેનાથી રહિત થઇને-પોતાના ઉપાસ્ય દેવમા પોતાના ચિત્તને સ્થિર કરવારૂપ ઉપાસનાના અનુષ્ઠાનવડે અમૃતને એટલે પોતાના ઉપાસ્ય દેવના સ્વરૂપને પામે છે. દહરાદિ ઉપાસનાવડે બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે, અને પછી બ્રહ્માને જ્યારે વિદેહકૈવલ્ય પ્રાપ્ત થાય ત્યારે હિરણ્યગર્ભના સ્વરૂપથી અભેદભાવ પામેલા તે ઉપાસકોને પણ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થયેલી હોવાથી વિદેહકૈવલ્ય પ્રાપ્ત થાય છે. વિદેહકૈવલ્ય એ મુખ્ય અમૃત છે, અને બ્રહ્મલોકની પ્રાપ્તિ એ ગૌણ અમૃત છે. અહીં મુખ્ય અમૃતનું કથન નથી, પણ ગૌણ

અમૃતનું કથન છે, કારણકે બ્રહ્મજ્ઞાનવિના મુખ્ય અમૃતની પ્રાપ્તિ થઈ શકતી નથી. આ મંત્ર અનુષ્ટુપ્છંદરૂપ છે. ૧૪

કાર્યબ્રહ્મની ઉપાસના કરનારે અંતકાલે કેવી ભાવના કરવી જોઇએ તે જણાવવામાટે કાર્યબ્રહ્મના ઉપાસક ઋષિનાં અંતકાલનાં વચનોને પંદરમા મંત્રવડે શ્રુતિભગવતી કહે છેઃ—

वायुरनिलममृतमथेदं भस्मान्तꣳ शरीरम् ।
ओ३म् क्रतो स्मर क्लिबे स्मर कृतꣳ स्मर ॥ १५ ॥

**શબ્દાર્થ:—વાયુ અમૃતમય વાયુને [ પ્રાપ્ત થાઓ. ] પછી આ શરીર ભસ્માંત [થાઓ. ] ॐ હે અગ્ને ! સ્મરણ કરો, લોકમાટે સ્મરણ કરો, કરેલાનું સ્મરણ કરો. ૧૫**

**વિવેચનઃ**—આ મંત્ર છંદવિનાની ઋચારૂપ છે, ને તેના દેવ સૂત્રાત્મા છે. મારો પ્રાણવાયુ અધ્યાત્મભાવરૂપ પરિચ્છેદને ત્યજીને અધિદેવતારૂપ અમૃતમયવાયુને–સૂત્રાત્માને–પ્રાપ્ત થાઓ, એટલે ઉપાસનાના અને કર્મના સંસ્કારવડે યુક્ત જે આ મારું લિંગશરીર છે તે લિંગશરીર મારા સ્થૂલશરીરથી બહાર થાઓ, એમ માર્ગની યાચનાના વચનના સામર્થ્યથી જાણવું. પછી અગ્નિવિષે હોમેલું આ મારું સ્થૂલ-શરીર ભસ્મ થાઓ. ॐ એ બ્રહ્મનું નામ છે. ક્રતોની પૂર્વે ॐના ઉચ્ચારણવડે અહીં બ્રહ્મથી અભિન્ન અગ્નિનું સ્મરણ કર્યું છે. હે કર્મફલપ્રદાતા અગ્ને ! મેં પૂર્વે આપના સ્મરણાદિરૂપ જે કર્મ કર્યું છે તેનું સ્મરણ કરો. મને ઉત્તમ લોક આપવામાટે તેનું સ્મરણ કરો. હે ઉત્તરાયણમાર્ગે લઇ જનારા અગ્ને ! મને ઉત્તરાયણમાર્ગે લઇ જવામાટે

મેં પૂર્વે કરેલાં શાસ્ત્રવિહિત કર્મોનું આપ સ્મરણ કરો, મેં પૂર્વે જે કાંઇ શુભકર્મ કર્યું હોય તે મારા કરેલા શુભકર્મનું ફલ આપવામાટે મારા તે શુભ કર્મનું સ્મરણ કરવા આપ કૃપા કરો. ૧૫

**હવે ઉપાસકોની અગ્નિપ્રતિની માર્ગયાચનાને નીચેના સોળમા મંત્રવડે કહે છે:--**

**अग्ने नय सुपथा राये अस्मान् विश्वानि देव वयुनानि विद्वान्।**
**युयोध्यस्मज्जुहुराणमेनो भूयिष्ठां ते नमउक्तिं विधेम ॥ १६ ॥**

**શબ્દાર્થ:—હે અગ્ને ! હે દેવ ! [ અમારાં ] સર્વ કર્મોને જાણનારા [આપ] અમને કર્મફલના ભોગમાટે શોભન-માર્ગથી લઇ જાઓ. [અમારાં] કુટિલ પાપને અમારાથી પૃથક્ કરો. [અમે] આપની ઘણાં નમસ્કારવચનવડે [સેવા] કરીએ છીએ. ૧૬**

**વિવેચન:**—ગમનાગમનરૂપ દક્ષિણમાર્ગથી અમે ખેદ પામ્યા છીએ, માટે હે અગ્ને! અમે આપની પાસે વિનયપૂર્વક યાચના કરીએ છીએ કે આપ અમને ગમનાગમનથી રહિત શોભનમાર્ગથી ( ઉત્તરાયણમાર્ગથી ) કર્મના ફલના ભોગમાટે સત્યલોકમાં લઈ જાઓ. હે દેવ! શાસ્ત્રમાં જેવું પુણ્યનું ફલ કહ્યું છે તેવા ફલની પ્રાપ્તિના હેતુભૂત સંસ્કારથી યુક્ત અમને અમારાં સર્વ કર્મોને તથા ઉપાસનાને જાણનાર આપ તે માર્ગે લઈ જાઓ. વળી અમારાં વંચનરૂપ ( અન્યને ઠગવારૂપ ) કુટિલ પાપોનો આપ સારી રીતે નાશ કરો, તેથી અમે વિશુદ્ધ થઇને ઇષ્ટને પ્રાપ્ત થઇએ. હવે આ સમયમાં અમે શરીરવડે આપની બહુ પરિચર્યા કરવાને શક્તિમાન્ નથી, તેથી અમે આપની

ઘણાં નમસ્કારવચનોવડે પરિચર્યા કરીએ છીએ. આ મંત્રના દેવ **અગ્નિ** ને છંદ ત્રિષ્ટુપ્ છે. ૧૬

" કર્મવડે મૃત્યુનું ઉલ્લંઘન કરીને ઉપાસનાવડે અમૃતને પામે છે " એમ પૂર્વે કહ્યું છે, હવે કયા માર્ગથી તે અમૃતને પામે છે તે કોઈ ઋષિની અંતકાલની શ્રીસૂર્યપ્રતિની યાચનાદ્વારા શ્રીશ્રુતિભગવતી સત્તરમા મંત્રવડે કહે છે:—

**हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् ।**
**योऽसावादित्ये पुरुषः सोऽसावहम् ॥ १७ ॥**

**શબ્દાર્થ:**—સુવર્ણના જેવા **પાત્રવડે ( મંડલવડે )** [ આદિત્યમાં રહેલા ] **બ્રહ્મનું સ્વરૂપ આચ્છાદિત** [ છે. ] આદિત્યમાં જે આ પુરુષ [ **છે** ] **તે આ** હું [ **છું.** ] ૧૭

**વિવેચન:**—હિરણ્મયપાત્રથી એટલે સુવર્ણના કાર્યજેવા પ્રકાશમય અને કુંડા આદિ પાત્રની પેઠે વસ્તુનું આચ્છાદન કરનારા પદાર્થથી આદિત્યમંડલને વિષે સ્થિત બ્રહ્મનું દ્વાર ( પ્રાપ્તિનો માર્ગ ) ઢાંકેલું છે. જે આદિત્યઉપહિતચેતન છે તેનો મારા અંતઃકરણઉપહિતચેતનથી સર્વદા વાસ્તવિક અભેદ છે, તેથી આદિત્યઉપહિતચેતનરૂપ જે બ્રહ્મ છે તે બ્રહ્મ હુંજ છું. આ મંત્રના દેવ **સૂર્ય** છે. ૧૭

**હવે બ્રહ્મના વ્યાપકપણાને શ્રુતિભગવતી નીચેનાં વચનોવડે કહે છે:—**

**ॐम् खं ब्रह्म ॥**

**इति माध्यन्दिनीयायां वाजसनेयिसंहितायां चत्वारिंशोऽध्यायः ४**

**શબ્દાર્થ:**—ૐવડે [કહેવાતું] બ્રહ્મ આકાશતુલ્ય [છે.]

**વિવેચન:**—ૐ એ શબ્દથી લક્ષણાવડે કહેવાતું અંતરાત્માથી અભિન્ન બ્રહ્મ આકાશસમાન અસંગ, વ્યાપક અને અવિકારી છે. વસ્તુતાએ અંતરાત્માથી અભિન્ન બ્રહ્મ આકાશથી વધારે અસંગ, વધારે વ્યાપક અને વધારે અવિકારી છે, છતાં બ્રહ્મને કાંઈક અંશે મળતો આવે એવો આકાશથી ભિન્ન બીજો કોઇ પદાર્થ આ વિશ્વમાં ન હોવાથી તેને આ શ્રુતિમાં આકાશસમાન કહ્યું છે.

**ઇતિ શ્રીમાધ્યંદિનીય વાજસનેયિસંહિતાના ચાળીશમા અધ્યાયરૂપ ઈશા વાસ્યની શ્રીનાથશર્મપ્રણીત તાત્પર્યબોધિની-નામની ગુજરાતીભાષાની ટીકા પૂરી થઈ. ૩**

**ૐ**

# પોતાના મનને કલ્યાણકારી સંકલ્પવાળું કરવાની ભાવના

પોતાના મનની શુદ્ધિ કર્યાવિના મુમુક્ષુથી પોતાનો પ્રાપ્તવ્યવહાર સારી રીતે કરી શકાતો નથી, અને મનની સ્થિરતા તથા સૂક્ષ્મતા પ્રાપ્ત કરી બ્રહ્મનો દૃઢ સાક્ષાત્કાર પણ તેનાથી કરી શકાતો નથી, માટે મુક્ષુક્ષુએ પોતાના મનની શુદ્ધિ કરવા તેને શુભ–કલ્યાણકર–સંકલ્પોવાળું કરવું જોઇએ. મુમુક્ષુએ તે શુભ સંકલ્પો કેવી રીતે કરવા તે **શ્રીશુકલયજુર્વેદના ચોત્રીશમા અધ્યાયની નીચેની ૭ કંડિકાઓ-**માં ( મંત્રોમાં ) જણાવેલ છેઃ—

**यज्जाग्रंतो दूरमुदेति दैवन्तदु सुप्तस्य तथैवैति । दूरङ्गमं ज्योतिषां ज्योतिरेकन्तन्मे मनः शिवसंङ्कल्पमस्तु ॥ १ ॥**

જે [મન] જાગ્રત્ થયેલા [પુરુષ]ના [નેત્રાદિકથી] દૂરદેશમાં વિચરનારું છે, [અને જે મન સંયમશીલ પુરુષને] આત્માનુભવ કરાવનારું [છે,] વળી જે સૂતેલા [પુરુષ]ને [વિલોકી જ્યાં ગયું હોય ત્યાંથી પાછું વળી] તેમાંજ (પોતાના કારણમાંજ) લીન થાય છે. [જે] દૂર ગતિ કરવાના સ્વભાવવાળું [ને જ્ઞાનેંદ્રિયોરૂપ] પ્રકાશકોનું મુખ્ય પ્રકાશસ્વરૂપ છે તે મારુ મન શુભસંકલ્પયુક્ત થાઓ. ૧

**येन कर्माण्यपसो मनीषिणो यज्ञे कृण्वन्ति विदथेषु धीराः ।**
**यदपूर्वं यक्षमन्तः प्रजानां तन्मे मनः शिवसङ्कल्पमस्तु ॥२॥**

કર્મનિષ્ઠ, પ્રશસ્તઅંતઃકરણવાળા ને યજ્ઞવિધિ જાણવામાં બુદ્ધિમાન્ [પુરુષો] જે[મન]વડે [શાસ્ત્રવિહિત] કર્માનુષ્ઠાન કરે છે. [વળી] જે [જ્ઞાનેંદ્રિયોમાં] મુખ્ય–પૂજ્ય–[થઈ] પ્રાણીઓના હૃદયમાં [સ્થિતિ કરે છે] તે મારું મન શુભસંકલ્પયુક્ત થાઓ. ૨

**यत्प्रज्ञानमुत चेतो धृतिश्च यज्ज्योतिरन्तरमृतं प्रजासु ।**
**यस्मान्न ऋते किंच न कर्म क्रियते तन्मे मनः शिवसङ्कल्पमस्तु ॥ ३ ॥**

જે [મન જ્ઞાનેન્દ્રિયોની અપેક્ષાએ] વિશેષજ્ઞાનવાળું [છે,] તથા [જે પદાર્થોને] જણાવનારું, ધૈર્યગુણવાળું તથા અવિનાશીજેવું [છે.] જે મનુષ્યોની અંતર વાસ કરતું છતું [બહારના વિષયોનું જ્ઞાનેંદ્રિયોદ્વારા] પ્રકાશક [છે.] જેના અસદ્ભાવમાં [મનુષ્યોવડે] કોઈ પણ ક્રિયા કરી શકાતી નથી તે મારું મન શુભસંકલ્પયુક્ત થાઓ. ૩

**येनेदं भूतं भुवनं भविष्यत्परिगृहीतममृतेन सर्वम् । येन यज्ञस्तायते सप्तहोता तन्मे मनः शिवसङ्कल्पमस्तु ॥ ४ ॥**

[ મુક્તિપર્યંત ] રહેનારા જે[મન]વડે ભૂત, વર્તમાન અને ભવિષ્યકાલની આ સર્વ [ વસ્તુઓ ત્રિકાલજ્ઞ યોગીઓને] સર્વપ્રકારે જ્ઞાત [છે. વળી] જે[મન]વડે સાત હોતાવાળો [ અગ્નિષ્ટોમ ] યજ્ઞ કરાય છે તે મારું મન શુભસંકલ્પયુક્ત થાઓ. ૪

**यस्मिन्नृचः साम यजूꣳषि यस्मिन्प्रतिष्ठिता रथनाभाविवाराः । यस्मिꣳश्चित्तꣳ सर्वमोतं प्रजानां तन्मे मनः शिवसङ्कल्पमस्तु ॥ ५ ॥**

જે[મન]વિષે રથચક્રના મધ્યમાં સ્થિત આરાની પેઠે ઋચાઓ, સામો [ અને ] જેમાં યજુષાઓ [ સ્થિત છે, ને ] પટમાં સ્થિત તન્તુસમુદાયની પેઠે જનોનું સર્વ જ્ઞાન જે[મન]માં પરોવાયેલું છે તે મારું મન શુભસંકલ્પયુક્ત થાઓ. ૫

**सुषारथिरश्वानिव यन्मनुष्यान्नेनीयतेऽभीशुभिर्वाजिन इव । हृत्प्रतिष्ठं यदजिरं जविष्ठं तन्मे मनः शिवसङ्कल्पमस्तु ॥ ६ ॥**

જેમ ચતુર સારથિ [ રથના ] અશ્વોને [ પોતાની ઇચ્છાપ્રમાણે ] ચલાવે છે, [ તથા ] લગામવડે [ ઇચ્છિત સ્થલે તેમને રોકે છે, તેમ ] જે [મન] મનુષ્યોને [ પોતાની ઇચ્છાપ્રમાણે વિષયોતરફ ] લઈ જાય છે, [ અને સ્વેચ્છાએ તે તે પ્રાણિપદાર્થોનો વિયોગ કરાવે છે. વળી ] જે હૃદયમાં સ્થિતિ કરનારું, જરારહિત [ અને ] અત્યંત વેગવાળું છે તે મારું મન શુભસંકલ્પયુક્ત ( કલ્યાણકારી વિચારવાળું ) થાઓ. ૬

ૐ

# બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીનથુરામશર્મા–કૃત પુસ્તકો

| પુસ્તકનું નામ | રૂ. આ. પૈ. |
|---|---|
| ૧ શ્રીઉપનિષદો. (ઈશોપનિષદ્થી કૈવલ્યોપનિષદ્સુધીની બાર ઉપનિષદો તથા માંડૂક્યોપનિષદ્ઉપરની ભગવાન્ ગૌડપાદની કારિકા મૂલ તથા ગુજરાતીટીકા અને ૧૦૬ ઉપનિષદોનો ગુજરાતીમાં સાર.) ત્રીજી આવૃત્તિ. ... ... ... ... | ૬—૪—૦ |
| ૨ વેદાંતદર્શન. પાકાપુંઠાનું. ... ... ... | ૩—૮—૦ |
| વેદાંતદર્શન. કાચાપુંઠાનું. ... ... ... | ૩—૦—૦ |
| ૩ શ્રીમદ્ભગવદ્ગીતા. પદચ્છેદ, અન્વય, પદાર્થ ને રહસ્યદીપિકાટીકાસહિત. વિસ્તૃત પ્રસ્તાવનાસાથે. પાંચમી આવૃત્તિ. ... ... ... | ૪—૮—૦ |
| ૪ પાતંજલયોગદર્શન, પદબોધિનીનામની સંસ્કૃતભાષા-ની તથા રહસ્યદીપિકાનામની ગુજરાતીભાષાની વિસ્તારવાળી ટીકાસહિત. ચોથી આવૃત્તિ. ... | ૨—૧૦—૦ |
| ૫ સાંખ્યપ્રવચન, સંસ્કૃત ને ગુજરાતી ટીકાસહિત.... | ૧—૦—૦ |
| ૬ યોગકૌસ્તુભ. ચોથી આવૃત્તિ. ... ... | ૧—૮—૦ |
| ૭ પરમપદબોધિની. ચોથી આવૃત્તિ. ... ... | ૦—૧૪—૦ |
| ૮ સંધ્યાનો વેદાંતાનુસાર વિચાર. ... ... | ૦—૧—૦ |
| ૯ નાથસ્વરોદય. ચોથી આવૃત્તિ. ... ... | ૦—૩—૦ |
| ૧૦ ઊલટી વાણીનું સ્પષ્ટીકરણ. ત્રીજી આવૃત્તિ. ... | ૦—૧—૬ |
| ૧૧ મનુષ્યમિત્ર. ત્રીજી આવૃત્તિ. ... ... | ૦—૫—૬ |
| ૧૨ સ્વાભાવિકધર્મ. ત્રીજી આવૃત્તિ. ... ... | ૦—૩—૦ |

| | | |
|---|---|---|
| ૧૩ | સુબોધકલ્પલતા. બીજી આવૃત્તિ. ... ... | ૦—૯—૦ |
| ૧૪ | સદુપદેશદિવાકર પ્રથમ કિરણ. બીજી આવૃત્તિ. ... | ૦—૧૨—૦ |
| ૧૫ | સદુપદેશદિવાકર દ્વિતીય કિરણ. ... ... | ૦—૧૨—૦ |
| ૧૬ | સદુપદેશદિવાકર તૃતીય કિરણ. ... ... | ૦—૧૨—૦ |
| ૧૭ | સદુપદેશદિવાકર ચતુર્થ કિરણ. ... ... | ૧—૨—૦ |
| ૧૮ | ઉપદેશગ્રંથાવલિના અંક ૧ થી ૧૦ .... ... | ૦—૭—૬ |
| ૧૯ | ઉપદેશગ્રંથાવલિના અંક ૧૧ થી ૨૫. બીજી આવૃત્તિ... | ૦—૮—૦ |
| ૨૦ | ઉપદેશગ્રંથાવલિના અંક ૨૬ થી ૩૫... ... | ૦—૮—૦ |
| ૨૧ | અંતર્યામીના આદેશો, દિવ્યપ્રભા ટીકાસાથે. ... | ૦—૯—૦ |
| ૨૨ | યોગપ્રભાકર. ત્રીજી આવૃત્તિ. ... ... | ૦—૪—૦ |
| ૨૩ | પ્રશ્નોત્તરરૂપે વિવિધ ઉપદેશ. ત્રીજી આવૃત્તિ. ... | ૦—૫—૬ |
| ૨૪ | ગીતાદિપંચરત્ન સટીક. બીજી આવૃત્તિ. ... | ૧—૮—૦ |
| ૨૫ | રાસપંચાધ્યાયી, ભક્તિપક્ષની તથા જ્ઞાનપક્ષની વિસ્તૃત ટીકાસહિત. ... ... ... | ૦—૫—૬ |
| ૨૬ | પ્રણવપટ્ટ. ચોથી આવૃત્તિ. ... ... ... | ૦—૩—૦ |
| ૨૭ | પ્રણવવિસ્તારપટ્ટ. બીજી આવૃત્તિ. ... ... | ૦—૨—૦ |
| ૨૮ | નાથકાવ્ય પ્રથમ ભાગ. ... ... ... | ૦—૫—૦ |
| ૨૯ | સદુપદેશમાલા પ્રથમ ભાગ... ... ... | ૦—૩—૬ |
| ૩૦ | પત્રકલ્પમંજરી. ... ... ... ... | ૦—૩—૦ |
| ૩૧ | વિનોદમાલા. ... ... ... ... | ૦—૫—૦ |
| ૩૨ | દુરાચારગિરિવજ્ર. બીજી આવૃતિ. ... ... | ૦—૪—૬ |
| ૩૩ | મહામંત્રમાલિકા ... ... ... ... | ૦—૩—૦ |
| ૩૪ | સુવિચારચંદ્રિકા. બીજી આવૃત્તિ. ... ... | ૦—૫—૦ |
| ૩૫ | રુદ્રસૂક્ત, પુરુષસૂક્ત ને ઈશા વાસ્યાદિ સાર્થ સવિવેચન. બીજી આવૃત્તિ. ... ... | ૦—૪—૬ |

# બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીનથુરામશર્મા-કૃત પુસ્તકો